મુનિશ્રી ક્ષમાવિજયજીના સંસારી પક્ષે માસી બાઈ ઇંદ્રકુંવરે સાધ્વીજી શ્રી તીલકશ્રીજીના શિષ્યા શ્રી જડાવશ્રીના શિષ્યા તરિકે સાધ્વી દીક્ષા લીધી અને તેમનું નામ શ્રી લાભશ્રીજી રાખવામાં આવ્યું. સંવત્ ૧૯૭૪ માં માહ શુદ દસમના દિવસે ૪૦૦ યાત્રિકો ૪ મુનિરાજ અને ૭૫ સાધ્વીજીઓ સાથેનો એક સંઘ–છરી પાલતો સંઘ–શ્રી અમિવિજયજી મહારાજશ્રીના ઉપદેશથી સંઘવી શેઠ લક્ષ્મીચંદજી કોચરે કાઢ્યો અને બધાએ શ્રી જેસલમેર તીર્થની જાત્રા કરી.

## રતલામમાં ચાતુર્માસ.

જેસલમેરથી વિહાર કરતાં મહારાજશ્રી આગલ વધતાં હતાં ત્યારે રતલામના શ્રીસંઘે મહારાજ શ્રીને રતલામ પધારવા વિનંતિ કરી. રતલામમાં જે પાઠશાળા અગાઉ સ્થાપાઈ હતી તે પાઠશાળામાં શિક્ષક સંબંધી વાંધો પડ્યો હતો અને પાઠશાળા બંધ થઈ હતી. રતલામના શ્રી કેશરીમલજી લુનિયાએ, બે શ્રાવકોને, જ્યારે ઉપલો સંઘ બીકાનેરથી નીકળી પોકરણ ફળોધી આવ્યો હતો ત્યારે વિનંતિ કરવા એક વધુ વખત મોકલ્યા અને તેઓએ મહારાજશ્રીને રતલામ ચાતુર્માસ કરવા પધારવા વિનંતી કરી. આથી ઉપલા શ્રાવકો સાથે મહારાજશ્રીએ રતલામ તરફ વિહાર કર્યો અને ત્યાં જઈ ચાતુર્માસ કર્યું. ચાતુર્માસ દરમિયાન ઉપર જણાવેલી પાઠશાળા ફરી ઉઘડી અને સંઘનો કુસંપ દૂર થયો. વળી પોતાના ગુરુશ્રીની યાદમાં રતલામમાં શ્રીચારિત્રવિજયજી જૈન જ્ઞાનભંડાર ઉઘડ્યો, જે જ્ઞાનભંડાર રતલામમાં ચાતુર્માસ કરનાર સાધુ–સાધ્વીઓને ઘણો ઉપયોગી જણાયો. રતલામનું ચોમાસુ ઉતરતાં રતલામનિવાસી શ્રી રતિચંદજી બોરાણા અને શ્રી નીહાલચંદજી તલેરાએ મહારાજશ્રીના ઉપદેશથી ૩૦૦–૩૫૦ જૈનો સાથે શ્રી કેશરીયાજીનો સંઘ કાઢયો અને બધાએ શ્રી કેશરીયાજીની યાત્રા કરી.

## શ્રીક્ષમાવિજયજી મહારાજની વડીદીક્ષા.

રતલામથી બધા મુનિરાજો વિહાર કરતાં મહેસાણા આવ્યાં. મહેસાણામાં એ વખતે વયોવૃદ્ધ પન્યાસજી મહારાજ શ્રીસિદ્ધિવિજય મહારાજને આચાર્ય પદ્વિ આપવાની મંત્રણા ચાલી રહી હતી અને મહેસાણાના સંઘે પન્યાસજી મ૦ સિદ્ધિવિજયજીને મહેસાણામાં રોકયા હતા. એ વખતે બધા મુનિરાજો મહેસાણા જઈ પહોંચ્યાં અને મુનિશ્રી ક્ષમાવિજયજી મહારાજે પન્યાસજી શ્રી સિદ્ધિવિજયજી પાસે જોગ વહ્યાં એ વખતે મહેસાણામાં ૩ર મુનિરાજો અને ઘણા સાધ્વીજીઓ હતાં. મહાશુદી પાંચમે પન્યાસજી મ૦ સિદ્ધિવિજયજી મહારાજને મોટી ધામધુમ સાથે આચાર્ય પદ્વિ અપાઈ અને મહાશુદ દસમના દિવસે શ્રી ક્ષમાવિજયજી મહારાજની વડી દીક્ષાની ક્રિયા થઈ. એ પ્રસંગે કેટલાક મુમુક્ષુ જનોએ મુનિદીક્ષા પણ લીધી.

## સંવત ૧૯૭૫ વેરાવળમાં ચાતુર્માસ.

સંવત્ ૧૯૭૬ માં સ્થંભતિર્થ(ખંભાત)માં મુનિરાજ શ્રી અમિવિજયજીનું ચાતુર્માસ થયું.

સંવત્ ૧૯૭૫માં મુનિરાજ શ્રી અમિવિજયજીનું ચાતુર્માસ વેરાવળમાં થયું. વેરાવળમાં ચાતુર્માસમાં ૪૫ પીસ્તાલીસ આગમની તપ આદિ ક્રિયાઓ બહુ ધામધુમ સાથે થઈ હતી અને ચાતુર્માસ ઉતરતાં વેરાવળથી શ્રદ્ધાળુ શેઠ શ્રી જયપાલ પાનાચંદે શ્રીસિદ્ધગિરિની યાત્રાનો એક સંઘ કાઢ્યો. એ સંઘ પાલીતાણામાં ફાગણ શુદિમાં પહોંચ્યો અને સંઘે શ્રી શત્રુંજયની યાત્રા કરી. વેરાવળમાં મહારાજશ્રીના ઉપદેશથી સાધારણ ખાતાની એક ટીપ થઈ હતી. જેમાં રૂ. ૧૦૦૦૦ દસ હજાર ભરાયા હતાં.

## સંવત ૧૯૭૬. પાલીતાણામાં ચાતુર્માસ.

પાલીતાણામાં શ્રી સિદ્ધક્ષેત્રની યાત્રા ચાલુ હતી, એટલામાં મહારાજશ્રીને આંખોમાં દર્દ થયું અને તેની પીડા ઘણી વધી. દિન પર દિન આંખનું દર્દ વધતું ચાલ્યું અને મહારાજશ્રી તે દર્દ શાંતિથી ભોગવવા લાગ્યા. પાલીતાણાના દાકટરની દવા કરી. તેથી પણ દર્દ ન મટયું. એમ માલમ પડયું કે મહારાજશ્રીને ઝામરાનું દર્દ થયું હતું.

## મુંબઈમાં મુનિરાજશ્રી અમિવિજયજીનો પ્રવેશ.

ઝામરાનું દર્દ પાલીતાણામાં વધતું ચાલ્યું અને મહારાજશ્રીના ભક્તોને ચિંતા થવા લાગી. માંગરોલ નિવાસી શ્રદ્ધાળુ જૈન શ્રી સોમચંદ ઉતમચંદ એ વખતે પાલીતાણામાં ચાતુર્માસ અર્થે આવ્યાં હતાં. તેઓએ

મહારાજશ્રીનું દર્દ જોયું અને તેમને લાગ્યું કે મહારાજશ્રીનું દર્દ મુંબઈના નિષ્ણાત તબીબોની સારવાર વગર દૂર થાય એમ ન હતું. તેઓશ્રીએ મહારાજશ્રી પાસે બાર વ્રત ધારણ કર્યાં અને જૈન ધર્મનો ઉપદેશ શ્રવણ કરવા માંડયો. કેટલાક દિવસો બાદ તેઓએ મહારાજશ્રીને વિનંતિ કરી કે તેઓશ્રી જો મુંબઈ પધારે તો મુંબઈની જનતાને તેમના વ્યાખ્યાનોનો લાભ મળે અને તેમની આંખના દર્દ માટે હોશીયાર તબીબોની સલાહ મળે: એ માટે તે ઓશ્રીએ મુંબઈ પધારવું. મહારાજશ્રીએ આ વિનંતિ સાંભળી. એટલામાં સંવત્ ૧૯૭૭નું ચાતુર્માસ પૂરૂં થયું અને સંવત્ ૧૯૭૮ની શરૂઆત થઈ.

કાર્તિક પૂર્ણીમાની યાત્રા કર્યા બાદ મુનિરાજ શ્રી અમિવિજયજી મહારાજ, શિષ્યરત્ન શ્રી ક્ષમાવિજયજી મહારાજ આદિ મુનિરાજોએ પાલીતાણાથી વિહાર કર્યો અને કાઠિયાવાડ અને ગુજરાતના અનેક ગામોની સ્પર્સના કરતાં કરતાં સંવત્ ૧૯૭૮ ના મહાસુદ પાંચેમના દિવસે મુંબઈમાં પ્રવેશ કર્યો. તેઓશ્રીને શ્રી ગોડીજી મહારાજના દેરાસર પાછલ આવેલા ઉપાશ્રયમાં લઈ જવામાં આવ્યાં અને ત્યાં તેઓશ્રીએ પાંચ દિવસ સ્થિરતા કરી. એપછી કોટના ઉપાશ્રયના ટ્રસ્ટિઓ અને શ્રી સોમચંદ ઉત્તમચંદના આગ્રહથી ધામધૂમ પૂર્વક મહાશુદ ૧૦ દસમના દિને સામૈયા સાથે શ્રી કોટના દેરાસરના ઉપાશ્રયે મહારાજશ્રી શિષ્યો સાથે પધાર્યા. ત્યાં સ્થિરતા થયા બાદ તેઓશ્રીનું આંખનું ઓપરેશન ડોકટર ડગન પાસે કરાવવામાં આવ્યું હતું, જે ફતેહમંદ નિવડ્યું હતું. અહિં શ્રી ક્ષમાવિજયજી મહારાજ પણ સાથેજ હતા. તેઓશ્રી પોતાનો અભ્યાસ ગુરુદેવ પાસે વધાર્યા જતાં હતાં અને ગુરુસેવા કર્યે જતાં હતાં. આ વર્ષમાં માલવા-મેવાડના જૈન દેરાસરોના જીર્ણોદ્ધારની ટીપ થતાં એક લાખથી વધુ રકમ ભરાઈ હતી. વળી મુંબઈના શ્રી વર્દ્ધમાન તપ આયંબીલ ખાતાની સ્થાપના પણ તેમના ઉપદેશથી થતાં શ્રી રણછોડદાસ શેષકરણે તેમાં પ્રથમ રકમ રૂ. ૫૦૦૦ની ભરી હતી, જે પાછલથી વધીને રૂ. ૪૦૦૦૦ જેટલી થઈ હતી.

### અંધેરીમાં.

શ્રીઅમિવિજયજી મહારાજ, ચોમાસું ઉતરતાં શ્રી કોટના ઉપાશ્રયેથી શ્રી આદિશ્વરજીની ધર્મશાળામાં અને તે બાદ શ્રી અંધેરી ખાતે શ્રીભોગીલાલ લહેરચંદની વિનંતિથી તેમને બંગલે પધાર્યાં. અહિં શ્રી ભોગીલાલ લહેરચંદે મુમુક્ષુ શ્રી ગોરધનદાસ નાથાભાઈને મુનિદીક્ષા આપવા માટે મોટો ખર્ચ કરી તેમને ગુરુદેવ પાસે મુનિદીક્ષા અપાવી. એ દીક્ષા મુંબઈ–અંધેરી–માં પહેલી હતી અને તેમાં આશરે ૧૦૦૦૦ જૈનોએ ભાગ લીધો હતો. શ્રીભોગીલાલે એ વખતે નોકારશી જમણનો મોટો ખર્ચ કર્યો હતો. શ્રીગોરધનદાસે દીક્ષા લીધા બાદ તેમનું નામ શ્રીગુણવિજયજી રાખવામાં આવ્યું. અહિંથી વિહાર કરતાં કરતાં સુરત પધાર્યા જ્યાં ઝવેરી સવેચંદ સૂરચંદે તેઓશ્રીનો પ્રવેશ તેમના મોટા ગુરુભાઈ શ્રી કલ્યાણવિજયજી મહારાજ સાથે ગોપીપુરામાં ઠાઠથી કરાવ્યો હતો. ત્યાંથી મુનિમહારાજશ્રી શિષ્યમંડળ સાથે દરાપરા પધાર્યા. દરાપરામાં આચાર્ય શ્રી વિજયાનંદસૂરિજીના પટ્ટધર શ્રીવિજયકમળ સૂરીશ્વરજી બિરાજતાં હતાં. મુનિમંડળે તેમને વાંદ્યા. દરાપરાથી મુનિરાજશ્રી અમદાવાદ, ભેયાયણીજી, સંખલપૂર અને તે બાદ શ્રી શંખેશ્વર પધાર્યા અને છેલ્લે ઠેકાણે ચૈત્રી ઓળી કરી.

### પાટણમાં.

ચૈત્રી ઓળી ઉતર્યા બાદ મુનિરાજ શ્રી શિષ્યવર્ગસાથે વિહાર કરતાં ચૈત્રવદ ૧૦ ને દિવસે યાત્રાર્થે પાટણ પધાર્યા અને તે બાદ શ્રી નગીનદાસ કરમચંદની આગ્રહભરી વિનંતિથી તેમના દહેલામાં ચાતુર્માસ કર્યું. ચોમાસું ઉતરતાં સંવત્ ૧૯૮૦ માં શ્રી નગીનદાસ કરમચંદે મુનિરાજશ્રી સાથે ચારૂપનો સંઘ કારતકવદ ૧ને દિને કાઢયો, જેમાં લગભગ ૧૨૦૦–૧૫૦૦ શ્રાવકો અને શ્રાવિકાઓ હતાં. ચારૂપથી વિહાર કરતાં તે બાદ સર્વે પેથાપૂર તરફ આગલ વધ્યા. પેથાપૂર પાસેના રાંધેજી ગામના રહિશ શ્રી કેશવલાલ લલુભાઈ, કેટલાક વર્ષોથી મુનિદીક્ષા લેવા આગ્રહ રાખતાં હતાં. પેથાપૂર પહોંચતાં માગશરશુદ પાંચમે શ્રી કેશવલાલની દીક્ષાનો વરઘોડો હાથીના ઓહ્દા સાથે નિકળ્યો હતો, જેમાં પેથાપૂરના બન્ને પક્ષોએ ભાગ લીધો હતો. માગશર શુદ ૬ના દિવસે શ્રી કેશવલાલને હજારો માણસોની હાજરીમાં શ્રી અમિવિજયજી મહારાજે મુનિદીક્ષા આપી, અને તેમનું નામ શ્રી ભક્તિવિજયજી રાખવામાં આવ્યું. પેથાપૂરથી

સર્વે મુનિરાજો રાંદેજા વગેરે ગામો સ્ફર્સતાં કોબા ગામે પધાર્યા હતાં, અને મુનિ શ્રી ગુણવિજયજી મહારાજે તેમજ મુનિશ્રી ભક્તિવિજયજી મહારાજે ત્યાં પન્યાસજી મહારાજ શ્રી ઉમંગવિજયજી મહારાજ પાસે વડિ દીક્ષાના જોગ વહ્યા ત્યાં એ બન્ને મુનિરાજોને પોષ વદ ૬ ના દિવસે વડી દીક્ષા આપવામાં આવી.

## સંવત ૧૯૮૦ શ્રીપાલનપૂરમાં ચાતુર્માસ.

મહારાજશ્રી પછી મારવાડ તરફ વિહાર કરવાની ઇચ્છાથી આગલ વધ્યા. મારવાડમાં મુનિવિહારની મોટી જરૂર હતી એમ સર્વત્ર બોલાતું હતું. મારવાડમાં ધર્મનો અને જ્ઞાનનો અભાવ હતો એમ જણાયું હતું. આથી મહારાજશ્રીની ઇચ્છા એવી હતી કે મારવાડના અનેક ગામોમાં સ્થિરતા કરી જૈન જનતાને ધર્મજ્ઞાન આપવું. વિહાર કરતાં કરતાં મારવાડની અને ગુજરાતની સરહદ પર આવેલ પાલનપૂર શહેરમાં સંવત્ ૧૯૮૦ ના ફાગણશુદ ૧૩ના દિને સર્વે મુનિરાજોએ પ્રવેશ કર્યો. ફાગણશુદ ૧૪થી પાલનપુરમાં ગુરુદેવનું વ્યાખ્યાન શરૂ થયું અને ઘણા શ્રદ્ધાળુ જીવોથી શ્રોતાવર્ગની સંખ્યા દિનપરદિન વધવા લાગી. થોડા દિવસો બાદ મુનિરાજો ત્યાંથી વિહાર કરનાર હતાં પણ શ્રદ્ધાળુ જૈનોએ ગુરુદેવને ચાતુર્માસ કરવા અતિ આગ્રહ ભરી વિનંતિ કરી જેથી મહારાજશ્રીએ સંવત્ ૧૯૮૦ નું ચાતુર્માસ પાલન પૂરમાં કર્યું. એ ચાતુર્માસ માટે પાલનપૂરના શ્રાવકોએ, ખાસ છાણી જઈને આચાર્યશ્રી વિજયાનંદસૂરિજીના પ્રથમ પટ્ટધર શ્રીમદ વિજયકમલસૂરીશ્વરની આજ્ઞા મેળવી હતી, કેમકે મુનિરાજશ્રી તેમની આજ્ઞામાં હતાં. પાલનપુરમાં શ્રીભગવતી સૂત્રનું વાંચન થયું હતું, જે વખતે સાચા મોતીનો એક સાથીઓ આશરે ૧૫૦૦ના ખર્ચે શ્રીમલુકચંદ બાદરમલે કર્યો હતો. એ વખતે શ્રોતાવર્ગની સંખ્યા ઘણી વધી જવાથી ચેલા મ્હેતાની ધર્મશાળાના ચોકમાં ખાસ મંડપ બાંધવામાં આવ્યો હતો, જ્યાં ધર્મવ્યાખ્યાન થતાં હતાં. એ વખતે પાલનપૂરમાં વર્ધમાનતપઆયંબીલ ખાતાની સ્થાપના ગુરુદેવના ઉપદેશથી થઈ.

## બેડામાં ચાતુર્માસ.

પાલનપૂરથી સંવત્ ૧૯૮૧ના કારતકવદી ૧૦ના દિવસે મુનિરાજશ્રી અમિવિજયજીએ વિહાર કર્યો ત્યારે સેંકડો જૈનો તેમને કેટલાક ગાઉસુધી વળાવવા ગયા હતા. એ રીતે શ્રીમુનિરાજો વિહાર કરતાં, શ્રી કુંભારીયાજી શ્રીઆબુજી વિગેરેની યાત્રાએ પધાર્યા. આબુજીની યાત્રા બાદ ગુરુદેવે મારવાડ તરફ વિહાર કર્યો. એ વખતે તેમની પાસે દીક્ષા લેવાની ઇચ્છા રાખનાર મુંબઈના પ્રસિદ્ધ ભાવનગરનિવાસી શ્રીનરોતમદાસ ભગવાનદાસ શાહના પુત્ર શ્રીજગજીવનદાસ એક વધુ વખત મુનિદીક્ષા લેવા આવ્યા. અગાઉ તેઓ પાલનપુરમાં દીક્ષા લેવા આવ્યા હતા અને ફરીથી તેઓ આબુ આવ્યા. તેઓએ ગુરુદેવને મુનિદીક્ષા આપવા ઘણી આગ્રહભરી વિનંતિ કરી. એ વખતે વિહાર ચાલુ હતો અને શ્રી જગજીવનદાસ પણ વિહારમાં સાથે રહ્યા. આખરે બધા વિહાર કરતાં બામણવાડામાં પધાર્યા. ત્યાં પોષવદ ૬ના દિને દિક્ષાનો વરઘોડો અતિ ધામધૂમ પૂર્વક ચઢાવવામાં આવ્યો અને તે બાદ શ્રી જગજીવનદાસને મુનિદીક્ષા અપાતાં તેમનું નામ શ્રી જયંતવિજય રાખવામાં આવ્યું. અને તેઓ શ્રીને મુનિશ્રી ક્ષમાવિજયજીના શિષ્ય કરવામાં આવ્યાં. બામણવાડામાં એ પ્રસંગે પાલનપૂરના શ્રીહાથીભાઈ ભણસાળી તરફથી નોકારશી જમણ થયું હતું. બામણવાડાથી વિહાર કરતાં મુનિરાજોએ અનેક ગામોને ધર્મ-ઉપદેશનો લાભ આપ્યો હતો-અને કેટલેક ઠેકાણે સ્થિરતા પણ કરી હતી. છેવટે બધા નાણામાં પધાર્યા અને ત્યાં વ્યાખ્યાન વાંચવાનું ચાલુ હતું. ત્યાં મુનિરાજ કલ્યાણવિજયજી બાપજીની તબિયત બગડી અને તેઓએ ચૈત્ર વદ પાંચેમને દિવસે નાણામાં કાળ કર્યો. તેમતા અગ્નિસંસ્કાર બાદ નાણામાં ઘણા ધર્મના કામ થયાં હતાં. ત્યાં બેડાના મહાજન તરફથી વિનતિ આવતા મુનિરાજ શ્રી અમિવિજયજી મહારાજ વૈશાખ શુદ ૩ના દિવસે બેડા પધાર્યા. એ વખતે બેડા નિવાસિ શ્રાવકોએ બહુ ધામધૂમ પૂર્વક સામૈયું કર્યું હતું. બેડામાં અતિ શાંતિપૂર્વક ચાતુર્માસ કર્યાબાદ મુનિરાજશ્રી મારવાડના અનેક ગામોની જાત્રા કરવાની ઇચ્છાથી વિહાર કરતાં હતાં અને સેંકડો ગામોની અપૂર્વ જાત્રા કરી હતી, અને સંવત્ ૧૯૮૨નું ચાતુર્માસ મારવાડના લુણાવા ગામમાં કરીને મારવાડની જનતાને અપૂર્વ લાભ આપ્યો. ૧૯૮૨નું ચાતુર્માસ પૂરૂ થતાં ૧૯૮૩માં ગુરુદેવે મુનિશ્રી ક્ષમાવિજયજી મહારાજને મુનિશ્રી જયંતવિજયજીને જોગ કરાવવા ગુજરાત મોકલ્યા. મુનિશ્રી

ક્ષમાવિજયજી લુણાવાથી વિહાર કરતાં વિજયસિદ્ધિસૂરિજી પાસે જોગ વહાવા પાટણમાં ૧૯૮૩માં પધાર્યા અને ત્યાંજ ચાતુર્માસ કર્યું. ગુરુદેવ શ્રી અમિવિજયજી લુણાવેથી અનેક ગામોમાં વિચરતાં ગર્ભ-શ્રીમંત શ્રી ઓટરમલજીને દીક્ષાનો ભાવ થતાં, ગુરુદેવ શ્રીનાણા પધાર્યા અને શ્રીઓટરમલજીએ હજારો રૂપિયા ખર્ચીને અને સારે માર્ગે વાવરીને સંવત્ ૧૯૮૩ ના મહાશુદ પાંચેમે નાણાંમાં અતિ ધામધુમ પૂર્વક મુનિદીક્ષા લીધી. એ મુનિરાજનું નામ શ્રી ભાવવિજયજી રાખવામાં આવ્યું હતું. નાણાની સર્વે વિહાર કરવાના હતા તે વખતે સાલદેરીથી શ્રાવકોએ આવીને સાવદેરી પધારવા વિનંતિ કરી. આથી સર્વે સાવદેરી ગયા એને ત્યાં ચાર તડ હતા, તેને સમજાવીને ગુરુદેવે એકત્ર કરતાં ગામમાં સંપ થયો. આથી સાવડેરીના શ્રાવકોમાં અતિ ઉત્સાહ ફેલાયો અને ગામમાં દહેરાસરમાં વરસોથી મુલતવી રહેલી પ્રતિષ્ઠા કરાવવા ગામલોકોએ નિશ્ચય કર્યો. એ નિશ્ચય પાર પડયો. દેરાસરમાં પ્રતિષ્ઠા થઈ અને દેવદ્રવ્યમાં રૂપીયા એક લાખ એંશી હજારની ઉપજ થઈ.

### શ્રીવિજયકમળસૂરીશ્વરજીનો કાળધર્મ.

મુનિરાજ શ્રી અમિવિજયજી મહારાજ સાવદેરીથી વિહાર કરતાં ખુડાલા પધાર્યા ત્યારે ૧૯૮૩ ના મહાશુદ ૯ ના દિવસે સૂરત જીલ્લામાં આવેલા જલાલપૂર ગામમાં આચાર્ય શ્રી વિજયાનંદસૂરિજીના પટ્ટધર શ્રીવિજકમળસૂરીશ્વરજીએ કાળ કર્યાની ખબર તારથી મળી. આથી તેઓ ઘણા દિલગીર થયાં અને ખુડાલામાં દેવવંદનની ક્રિયા કરી. એ દરમિયાન મુનિશ્રી ભાવવિજયજી મહારાજ પાટણમાં શ્રી ક્ષમાવિજયજી પાસે થઈ ધીણોજ પધાર્યા, અને ત્યાં તેઓએ પન્યાસજી પદ્મવિજયજી મહારાજ પાસે ૧૯૮૩ ના ચૈત્ર વદ ૭ના દિવસે વડી દીક્ષા લીધી.

### જન્મભૂમિમાં ચાતુર્માસ.

ખુદાલામાં શ્રી અમિવિજયજી મહારાજનું વ્યાખ્યાન ચાલતું હતું તે વખતે તેમની જન્મભૂમિ ચાણોદથી અને આસપાસના ગામોમાંથી ઘણા જૈનો એ આવી ચાતુર્માસ પોતાના ગામમાં કરવા મુનિ-રાજને વિનંતિઓ કરી. આથી મહારાજ સાહેબ લગભગ ત્રીસ વરસોબાદ પોતાની જન્મભૂમિમાં, બીજા ગામોમાંથી વિહાર કરતાં કરતાં ૧૯૮૩ નાં ફાગણવદ ૧૩ ને દિને પધાર્યા. ત્યાં સ્થિરતા કર્યાબાદ તેઓએ આસપાસના ગામોમાં ફરીને ધર્મદેશના આપવા માંડીઃ ચાણોદ ગામના લોકોએ તેમને પ્રવેશ વખતે ધામધુમ પૂર્વક માન આપ્યું હતું અને તેમનું વ્યાખ્યાન સાંભળવા આખા ગામના લોકો રાજના મોટા દિવાનનસુધી આવતાં હતાઃ તેઓએ ચાણોદની આસપાસના ગામોમાં વિહાર કરવા માંડયો તે પછી ચાણોદમાં તેઓએ ચૈત્ર માસની ઓળી કરાવી હતી. સાચોરીમાં એક બાઇને સાધ્વીદીક્ષા આપી હતી. અને એંદરા નાગડાના જૈનોને કંદમૂળ ખાવાની બાધા આપી હતી. એ ગામમાં બધા લોકો કંદમૂળ–કાંદા–લસણ–વિગેરે ખાતા હતા, પણ મુનિરાજના ઉપદેશથી ૧૪ આની લોકોમાં સુધારો થયો હતોઃ વળી પાલીમાં એક બાઇને સાધ્વીદીક્ષા આપી હતી. તે બાદ તેઓશ્રી ૧૯૮૩ ના આશાડશુદ બીજને દિને ફરીથી ચાણોદ પધારતાં ઘણી ધામધૂમ થઈ હતી અને એ સાલનું ચાતુર્માસ ત્યાં થયું. એ વખતે ચાતુર્માસ ઉતર્યા બાદ સંવત્ ૧૯૮૪ માં મુનિરાજ શ્રી ક્ષમાવિજયજી મહારાજ અને મુનિરાજ શ્રી ભાવવિજયજી મહારાજ ગુજરાતમાંથી વિહાર કરી ચાણોદ પધાર્યા અને ગુરૂમહારાજ સાથે સ્થિરતા કરી. ચાણોદના તેરાપંથી શ્રાવકોએ એ દરમિયાન પાસેના ગામ કુરનાના દેરાસરમાં તેરાપંથી સાધુઓને ઉતારો આપી ઘણી આશાતનાઓ કરાવી હતી, તેથી ચાણોદના જૈનોએ તેમની સાથેનો વ્હેવાર બંધ કર્યો. ચાણોદના ચાતુર્માસ દરમિયાન મુંબઈથી શ્રી સોમચંદ ઓતમચંદ વિગેરે તેમજ પંજાબથી ઘણા શ્રાવકો મહારાજશ્રીને વાંદવા પધાર્યા હતા. ચાતુર્માસ ઉતર્યાબાદ મુનિરાજે આસપાસના ઘણા ગામોમાં પધાર્યા હતાં અને સર્વેને વ્યાખ્યાનનો લાભ આપ્યો હતો. તેઓ ૧૯૮૪ ના વૈશાખ માસમાં ફરી વિનંતિ થતાં ચાણોદના દેરાસરને ધ્વજદંડ ચઢાવવાની ક્રિયા થનાર હતી તે વખતે પાછા પધાર્યા અને ધ્વજાદંડ ચઢાવવાની ક્રિયા કરાવી. એ ધ્વજાદંડ શાહ ઇદાજી સેરાજીએ રૂ. ૫૦૦૧ ની બોલીથી ચઢાવ્યો હતો, અને દેરાસરને લગભગ અગીયાર હજાર રૂપીયાની આવક થઈ હતી. એ વખતે

મહારાજશ્રીએ મરણ પાછળ થતાં જમણો બંધ કરવા ઉપદેશ આપતાં એ રિવાજ ઘણી ગામોમાં બંધ થયો હતો અને મરણ થતાં અમુક રકમ દેરાસરમાં અને અમુક રકમ સાધારણ ખાતામાં આપવાનો રિવાજ ચાલુ થયો હતો. ચાણોદથી વિહાર કરતાં મહારાજશ્રી તખતગઢ પધાર્યા ત્યારે વ્યાખ્યાન વાંચતાંજ જેઠશુદ ૯ના દિવસે તેમને લકવાની બીમારી જણાઇ અને તેઓશ્રીની યાદશક્તિ પણ ઘેરાઈ ગઈ. આ બિમારી કેટલેક અંશે વાલીથી બોલાવેલા શ્રાવક ડાકટરની દવાથી દૂર થતાં અને દુજાણા વીગેરેની વિનંતિ આવતાં મહારાજ સાહેબ અને મુનિરાજોએ અશાડ શુદ બીજને દિવસે તખતગઢથી વિહાર કર્યો. અહિં તેમનું ૧૯૮૪ના સાલનું ચાતુર્માસ થયું. આ વખતે શ્રી અમિવિજયજી મહારાજની બિમારીની ખબર પડતાં આસપાસના ગામોના, મારવાડના, ગુજરાતના અને પંજાબના સેંકડો જૈનો દુજાણા ખબર પુછવા આવ્યા હતા અને તેઓને માટેની સઘળી સગવડ શ્રી કસ્તૂરચંદ કોઠારીએ કરી હતી. આ વખતે મુનિશ્રી ક્ષમાવિજયજી વ્યાખ્યાન વાંચતાં હતાં.

### પાલીતાણાની જાત્રાના સાઠહજારના ફંડમાં મદદ.

દુજાણાનાં ચાતુર્માસ પહેલાં સંવત્ ૧૯૮૪ના જેઠ મહિનામાં શ્રી સિદ્ધક્ષેત્ર શ્રી પાલીતાણાની જાત્રા ખુલ્લી થવાના ખબર મળ્યા અને શેઠ આણંદજી કલ્યાણજીએ દર વરસે રૂપિયા સાઠ હજાર ભરવા માટે ફંડ ઉઘરાવવા માણસો મોકલ્યા. એ વખતે મુનિરાજ શ્રી અમિવિજયજી મહારાજના ઉપદેશની અસર થતાં ભારૂંદાવાળા શ્રી રામાજી પન્નાજીએ પ્રથમ રકમ રૂ. ૧૦૦૦૦ની ભરી હતી. અને બીજી રકમો પણ ભરાણી હતી. એ રીતે શેઠ આણંદજી કલ્યાણજી ઉપર એક મોટી રકમ મોકલાઈ હતી.

### જોધપુર–કાપરડા–પીપાડ.

સંવત્ ૧૯૮૫માં ચાતુર્માસ ઉતરતાં ગુરુમહારાજ સાથે શ્રી ક્ષમાવિજયજી મહારાજ વિગેરેએ વિહાર કર્યો અને ઘણા ગામોની જાત્રા કરીને તેરાપંથ અને ઢુંઢક પંથમાંથી, ઘણા શ્રાવકોને પાછા જૈન બનાવ્યા. તેઓ જોધપૂરમાં બે માસ રહ્યા અને ત્યાંના આગળ વધેલા વિચારના કેળવાયલા જૈનોને જૈન ધર્મનું રહસ્ય સમજાવ્યું. એ બાદ તેઓએ શ્રી કાપરડાજીના સાત માલના દહેરાસરની જાત્રા કરી અને તે બાદ અનેક ગામોને લાભ આપતાં બીલાડા ગામે પધાર્યા. ત્યાં ગુરુમહારાજ સાથે મુનિશ્રી ક્ષમાવિજયજીએ બે માસ સ્થિરતા કરી. આ બધી વખત મુનિરાજ શ્રી અમિવિજયજી મહારાજની તબિયત સારી ન હોવાથી તેમની સેવા-ચાકરી બધા સાધુઓ કરતાં હતાં અને શ્રી ક્ષમાવિજયજી મહારાજ વ્યાખ્યાન વાંચતા હતાં. આ પછી બધા વિહાર કરતાં હતાં. પીપાડ સીટીના જૈનોની વિનંતિ આવી કે ચાતુર્માસ પીપાડ સીટી (મોટી મારવાડ)માં કરવા પધારવું. આથી વિહાર તે તરફ થયો અને વૈશાખ શુદ ૪ના દિવસે પીપાડ સીટીમાં પ્રવેશ કર્યો. ત્યાં ચાતુર્માસ પૂરૂં થયા પછી ચાણોદના એક શ્રાવક ત્રણ થોઈની મુનિ દીક્ષા લઇને શ્રી હરિવિજયજી થયા; બાદ તે યોગ્ય ન લાગવાથી મુનિરાજને કહેડાવ્યું કે મારે ચાર થોઇની દીક્ષા લેવી છે. ગુરુમહારાજે તે દીક્ષા આપવા હા પાડી–ગુરુમહારાજ શિષ્યો સાથે ચાતુર્માસ ઉતરતાં સંવત્ ૧૯૮૬ ના કારતક વદ ૩ને દિવસે પીપાડથી વિહાર કરી સોજત પધાર્યા. ત્યાં ઉપલા મુનિ શ્રી હીરવિજયજી આવી પોંચ્યાં. અહિં તેમને માગસર શુદ ૬ને દિને ચાર થોયની મુનિ-દીક્ષા આપવામાં આવી અને તેમનું નામ હિમ્મતવિજયજી રાખવામાં આવ્યું. એ પછી બધા મુનિરાજો વિહાર કરતાં કરતાં લુણાવા પધાર્યા. ત્યાં સાદડીના ભાઇઓએ અતિ આગ્રહ ભરી વિનંતિ કરવાથી ગુરુ-મહાજ અને બીજા મુનિરાજોએ સાદડી તરફ વિહાર કર્યો.

### સાદડીમાં ચાતુર્માસ.

આ રીતે સંવત્ ૧૯૮૬નું ચાતુર્માસ મુનિરાજ શ્રી અમિવિજયજી મહારાજે બીજા મુનિરાજો સાથે સાદડીમાં કર્યું. અહિં જુવાન પક્ષે મુનિરાજોને હેરાન કરવા અનેક ઉપાયો યોજ્યા છતાં શ્રદ્ધાળુ વર્ગની મોટી સંખ્યા હોવાથી પર્યુષણપર્વ અને ચાતુર્માસ સારી રીતે પૂર્ણ થયા. પણ ગુરુમહારાજને અહિં શરદી લાગુ પડી અને તાવની બિમારી પણ શરૂ થઈ. સંવત્ ૧૯૮૭ના કારતકવદમાં સાદડીથી બધા

મુનિરાજોએ વિહાર કર્યો અને અનેક ગામોની સ્ફર્સના કરતાં સંવત્ ૧૯૮૭માં બધા પાલી પધાર્યા. અહિં ગુરુમહારાજને તાવ વધ્યો અને અનેક વૈદ્યોની દવા કરવા છતાં તેમની તબિયત ન સુધરી. પાલીની હોસ્પીટલમાં જોધપૂરના ડોકટર જવેરીલાલ હતાઃ તેઓ શ્રાવક હતાંઃ તેઓએ પણ તેમની દવા અતિ ભક્તિપૂર્વક કરી. આટલી બધી તજવીજ છતાં ગુરુમહારાજની તબીયત સુધરી નહિ અને તેથી પાલીના અને આસપાસના ઘણા ગામના શ્રાવકો તેમની ખબર પુછવા આવવા લાગ્યા. જ્યારથી તબીયત બગડી ત્યારની ગુરુમહારાજ દરરોજ ૧૦થી ૧૫ બાંધી નોકારવાલી ગણતા હોવાથી તેઓએ એ મુદત દરમિયાન ૬થી ૭ લાખ નવકાર મંત્રનો જાપ કર્યો હતો એમ ધારવામાં આવે છે.

## પાલીમાં ચાતુર્માસ.

એ વખતે પણ આસપાસના ગામોમાંથી ચાતુર્માસ માટે ઘણી વિનંતિઓ થઈ પણ પાલીના સંઘના આગ્રહથી સંવત્ ૧૯૮૭નું ચાતુર્માસ પાલીમાંજ થયું. એ ચાતુર્માસમાં મુનિરાજ શ્રી ક્ષમાવિજયજી મહારાજે વ્યાખ્યાન વાંચવાનું ચાલુ રાખ્યું અને ગુરુભક્તિ અતિઉત્સાહથી કરી ગુરુમહારાજની સેવા ચાકરી કરી. એ ઉપરાંત બીજા મુનિરાજો પણ આખો દિવસ સેવામાં ઉભે પગે હાજર હતાં. દવાદારૂ ઘણા કર્યા પણ દવાની ટીકી ન જ લાગીઃ ગુરુમહારાજની તબિયત દિવસે દિવસે વધુ બગડતી ગઈ. આખરે તેમને ક્ષય લાગુ પડયો. આ બધો વખત ગુરુમહારાજ નવકાર મંત્રનો જાપ કર્યા કરતાં અને અતિ શાંતિથી શરીરના વ્યાધીને સહન કરતાં હતાં. તેઓ બહુજ શાંત ચિત્તથી બધા સાથે પોતાનો સમય ગાલતાં અને વખતો વખત ધર્મદેશના પણ સંભળાવતા. આખરે શ્રાવણ વદ ૩ની રાત્રે આશરે વીસ દિવસ સંથારા પર રહ્યા બાદ, પ્રતિક્રમણ કર્યા બાદ અને સંથારાપોરસી ભણાવ્યા બાદ નવકારમંત્રનો જાપ કરતાં કરતાં રાત્રે સાડા નવ વાગે તેઓશ્રીએ પ્રાણ ત્યાગ કર્યો. એ વખતે મુનિશ્રી ક્ષમાવિજયજી આદિ મહારાજો તેમની સાથેજ હતાં અને તેઓએ પણ તેમને નવકાર મંત્ર સંભળાવ્યા હતા. અને પાલીના ભાવિક શ્રાવકોએ તેમની અંતિમક્રિયા તથા તે પછી અઠ્ઠાઈ-ઓચ્છવ આદિ ઉજવી પોતાની લક્ષ્મીને સાર્થક કરી હતી.

## ગુરુજીના ઉપકાર વિષે પંજાબી વલી હુકમચંદજીનો પત્ર.

પંજાબથી વલી શ્રીહુકમચંદજી એક પત્રમાં નીચે પ્રમાણે લખે છેઃ—

અમિવિજયજી મહારાજ સંવત ૧૯૭૩ માં માલર કોટલા પધાર્યા હતાં ત્યારે સંઘના અતિ આગ્રહથી તેઓએ ચાતુર્માસ માલર કોટલામાંજ કર્યું. પર્યુપણપર્વમાં ગુજરાતી શ્રાવણવદિ ૧૪ને દહાડે શ્રી કલ્પસૂત્રનો વરઘોડો કાઢવામાં આવ્યો હતો તે વરઘોડો મોતીબજારમાં થઈ ગામમાં ફરી લાલા રામપ્રસાદ કિશોરીલાલ માલેરીને ત્યાં ઉતર્યો હતો. માલર કોટલામાં આવો વરઘોડો પ્રથમ હોવાથી મોટી ધામધુમથી એ વરઘોડો કાઢવામાં આવ્યો હતો અને તેમાં ગામના ઘણા સજ્જનોએ ભાગ લીધો હતો. એ દિવસે રાત્રે જાગરણ કરવામાં આવ્યું હતું અને આખી રાત્રી, પ્રભુસ્તુતિ અને સ્તવનો ગાવામાં જનતાએ પસાર કરી હતી.

બીજે દિવસે લાલા શ્રી રામપ્રસાદ માલેરીને ઘેરથી કલ્પસૂત્રનો વરઘોડો ઉપાશ્રયે જવા નીકળ્યો હતો, તે વખતે મોટી ધામધુમ થઈ હતી. એ વરઘોડામાં પ્રભુપુજાની સામગ્રી મોટા થાળોમાં રાખીને, અને ચૌદ સુપનો માથે ઉંચકીને સ્ત્રીઓ ચાલતી હતી. જ્યારે શ્રાવકોનાં ભજનમંડળ વાજીંત્ર અને વાદ સાથે ગાતાં બજાવતાં હતાં. આસપાસના ગામોના ઘણા સ્ત્રીપુરુષો એ વરઘોડામાં જોડાવા આવ્યા હતા.

## વીસસ્થાનકની પૂજા.

દહેરાસર આગળ વરઘોડો ઉતર્યા બાદ સર્વે અંદર પધાર્યા હતાં અને વીસ સ્થાનકની પૂજા ભણાવવામાં આવી હતી. એ પૂજા બાદ પ્રભાવના થઈ હતી. સંવત્સરીનો દિવસ પણ મહોત્સવ પૂર્વક ઉજવવામાં આવ્યો હતો. બીજે દિવસે લાલા રામપ્રસાદ કીશોરીલાલ તરફથી સ્વામીવત્સલ કરવામાં આવ્યું હતું અને સંવત્સરી બાદનાં પારણા વ્રતધારીઓએ કર્યા હતા.

## ગામનો કુસંપ દૂર કર્યો.

ચાતુર્માસ દરમિયાન અમિવિજયજી મહારાજે શ્રાવકોને પ્રેમભર્યો ઉપદેશ આપવાના પરિણામે ગામના શ્રાવકો વચ્ચે ચાલતો વરસોનો કુસંપ દૂર થયો હતો: દહેરાસરના ચોપડાઓનો હિસાબ ચોકખો કરવમાં આવ્યો હતો અને પર્યુષણપર્વની તથા સુપનની તથા પારણાની રીતે ઉપજ થઈ હતી. પારણાના દિવસે રાત્રિજાગરણ પણ થયું હતું.

## સિદ્ધિગિરિનો પટ.

ચાતુર્માસ પૂરૂં થયું. કાર્તિકી પૂનમ આવી પ્હોંચી અને કુટીમાલેરીયામાં બાંધવામાં આવેલા શ્રી-સિદ્ધિગિરિના પટના દર્શન કરવા સંઘ, બેન્ડ સાથે મુનિરાજ શ્રી અમિવિજયજી પધાર્યા હતા. એ વખતે થયેલો ઠાઠ અનુપમ હતો.

## મુસલમાનો અને અન્યદર્શનીઓ જૈન થયાં.

શ્રી અમિવિજયજી મહારાજના ચાતુર્માસમાં દરરોજ વ્યાખ્યાન વખતે શ્રોતાઓની મોટી ઠઠ જામતી હતી અને તેમાં વૈષ્ણવો, અગ્રવાલો વિગેરે પણ આવતાં હતાં. ખાસ ધ્યાન ખેંચનારી બિના એ હતી કે મહારાજશ્રીના વ્યાખ્યાનમાં મુસલમાનો પણ આવતાં હતાં. તેમના પર મહારાજશ્રીના વ્યાખ્યાનની અજબ અસર થતાં, તેઓ જૈનધર્મપ્રેમી બન્યા હતા. અગ્રવાલ વૈષ્ણવ શ્રી પાલામલ કુન્દનલાલ, શુદ્ધ મૂર્તીપૂજક જૈન બન્યા હતા અને અગ્રવાલો શ્રીરાયનમલ અને ગેંડામલ સ્થાનકવાસી શ્રદ્ધા છોડી મૂર્તીપૂજક જૈન બન્યા હતા.

મુનિશ્રીના ઉપદેશથી દહેરાસરમાં લગ્નપ્રસંગે સારી રકમો મોકલવાની ગોઠવણ થઈ હતી અને તેથી દેહરાસરમાં સારી ઉપજ થઈ હતી.



# વંશવૃક્ષ.

વિજયાનંદસૂરિજી મહારાજ 卐

દીક્ષા. વિ. સં. ૧૯૩૨

ચારિત્રવિજયજી મહારાજ 卐 દીક્ષા. વિ. સં. ૧૯૩૨

૨ અમીવિજયજી મહારાજ 卐 દીક્ષા. વિ. સં. ૧૯૫૦

૧ કલ્યાણવિજયજી મહારાજ 卐

૩ મયાવિજયજી મહારાજ 卐

(અમીવિજયજી મહારાજના શિષ્યો:)

૧ ક્ષમાવિજયજી મહારાજ દીક્ષા. વિ. સં. ૧૯૭૩

૨ ગુણવિજયજી મહારાજ દીક્ષા. વિ. સં. ૧૯૭૯

૩ ભક્તિવિજયજી મહારાજ દીક્ષા. વિ. સં. ૧૯૮૦

૪ ભાવવિજયજી મહારાજ દીક્ષા. વિ. સં. ૧૯૮૩

૫ હિંમતવિજયજી મહારાજ 卐 દીક્ષા. વિ. સં. ૧૯૮૬

(ક્ષમાવિજયજી મહારાજના શિષ્યો:)

૧ લાભવિજયજી મહારાજ વિ. સંવત્ ૧૯૮૯
૨ માણેકવિજયજી મહારાજ ,, ૧૯૯૧
૩ અરૂણવિજયજી મહારાજ ,, ૧૯૯૨
૪ નાગેન્દ્રવિજયજી મહારાજ ,, ૧૯૯૩

---

卐 કાળ ધર્મ પામ્યા છે.

ન્યાયામ્ભોનિધિ શ્રીમદ્ વિજયાનંદ સૂરિશ્વરજી શિષ્યરત્ન શ્રીમચ્ચારિત્રવિજયજી
વિનેયરત્ન શ્રીઅમીવિજયજી મહારાજ શિષ્યરત્ન પરમપૂજ્ય ઉપાધ્યાયજી
મહારાજશ્રી ક્ષમાવિજયજી ગણિવર.

UPADHYAYAJI SHREE KSHAMAVIJAYAJI GANI



श्रीमत् उपाध्यायजी महाराज क्षमाविजयजी गणी

જન્મ–વિ. સં. ૧૯૫૮
માગશર સુદી
જંમુ (પંજાબ)

દીક્ષા–વિ. સં. ૧૯૭૩
અસાડ સુદી ૨
બીકાનેર (મારવાડ)

પન્યાસપદ–વિ. સં. ૧૯૯૦
ફાગણ સુદી ૪
રાજનગર (અમદાવાદ)

ઉપાધ્યાયપદ–વિ. સં. ૧૯૯૨
વૈશાખ સુદી ૬
(મુંબઈ)

PREMIER ART PRINTING WORKS
FORT, BOMBAY

# ઉપોદ્ઘાત

**विश्वहितबोधिदायकश्रीअमीविजयगुरुभ्यो नमः ।**

'**परोपकाराय सतां विभूतयः**' એ કહેવતને જૈનો ઠેઠ અસંખ્યકાળ પહેલાં થએલાં પ્રથમ તીર્થંકર આદીશ્વર પ્રભુથી ચરિતાર્થ કરતા જ આવ્યા છે. જેમ તે પ્રભુએ જગતમાંથી અજ્ઞાન દૂર કરી આ લોક ને પરલોકમાં હિતકારી યાવત્ મોક્ષ પમાડનાર જ્ઞાન ભવ્યજીવોને આપ્યું; તેમજ તેઓશ્રીના ગુણવંત ગણધરોએ તથા તે પ્રભુના પુત્રરત્ન ભરત ચક્રવર્તીએ પણ પ્રજાનું ધાર્મિક તથા નૈતિક જીવન ઉચ્ચ ધોરણનું અને તેમાટેના જ્ઞાનનો પ્રચાર [1]દ્વાદશાંગી તથા [2]આર્યવેદો રૂપે કર્યો. તે પછીના તીર્થંકર ગણધરાદિ મહાપુરૂષો પણ એવી જ રીતે પાછલા થનારાઓમાટે ઉત્તમ સામગ્રી મૂકતા ગયા.

આ બધોએ ઉપકાર [3]શ્રુતજ્ઞાન દ્વારાજ થઈ શકે છે, કેમકે મનુષ્યો પાસે એક બીજાને પોતાના અભિપ્રાય જણાવવાનું મુખ્ય સાધન લખાતી અથવા બોલાતી ભાષાજ છે. તે ભાષા જેટલી શુદ્ધ તથા વ્યવસ્થિત હોય તેટલી જ અધિક લાભ આપનારી નીવડે છે. ભાષાને વ્યવસ્થિત રાખનાર સૌથી મુખ્ય સાધન વ્યાકરણજ છે કે જે અનેક મનુષ્યોને એકજ વ્યવસ્થિત ઢબે બોલવાની તથા લખવાની ફરજ પાડે છે: અને તે ઢબને ઉલંઘનાર ભોટ અને નિરક્ષર કહેવાય છે:

એટલા ખાતર જ એક પ્રાચીન પુરુષે પોતાના પુત્રને ભલામણ કરી છે કે—

**'यद्यपि बहु नाधीषे तथापि पठ पुत्र व्याकरणम् ।**
**स्वजनः श्वजनो माभूत् सकलं शकलं सकृत् शकृत्' ॥ १ ॥**

**ભાવાર્થ**—હે પુત્ર જો તું બહુ ન ભણે તોપણ વ્યાકરણ ભણ જેથી સ્વજન (સંબંધી) શ્વજન (કુતરાનો વર્ગ), સકલ (સંપૂર્ણ) શકલ (ટુકડો), સકૃત્ (એકવાર) શકૃત્ (વિષ્ટા) ન થઈ જાય. અર્થાત્ ઉપરના ત્રણે શબ્દોમાં જો દન્ત્ય સકારને સ્થાને તાલવ્ય શકાર બોલાઇ જાય તો અર્થનો અનર્થ થઇ જાય છે અને તે જાતની ભૂલોથી બચાવનાર વ્યાકરણ જ છે.

લીલાવતીકાર ભાસ્કરાચાર્યે સિદ્ધાન્ત શિરોમણિમાં કહ્યું છે કે—

**यो वेदवेदवदनं सदनं हि सम्यक् ब्राह्म्याः स वेदमपि वेद किमन्यशास्त्रम् ।**
**यस्मादतः प्रथममेतदधीत्य धीमान् शास्त्रान्तरस्य भवति श्रवणेऽधिकारी ॥ १ ॥**

**ભાવાર્થ**—જેણે વેદના મુખરૂપ સરસ્વતીના ઘર વ્યાકરણને સારી રીતે જાણ્યું, તે વેદ પણ જાણી ગયો: બીજા શાસ્ત્રોની વાત જ શી કરવી? આમ વસ્તુસ્થિતિ હોવાથી વ્યાકરણ જાણ્યા પછી જ બુદ્ધિમાન્ બીજા શાસ્ત્રો સાંભળવાનો અધિકારી થઈ શકે છે. આથી જણાઈ આવશે કે શ્રોતા તરીકેની યોગ્યતા મેલવવા માટે પણ વ્યાકરણ ભણવાની આવશ્યકતા છે, એમ મતાંતરોએ પણ સ્વીકારેલું છે.

તથા [4]પ્રશ્નવ્યાકરણસૂત્રમાં સત્ય કેવી રીતે બોલવું તેના ઉત્તરમાં નામ આખ્યાત વગેરે વ્યાકરણના વિભાગોના યથાર્થ ઉપયોગ–પૂર્વક સત્ય બોલવાનું શ્રીમહાવીર ભગવાને ફરમાવેલ છે. આમ લૌકિક અને લોકોત્તર બંન્ને માર્ગમાં વ્યાકરણના જ્ઞાનની આવશ્યકતા છે. એથીજ વ્યાકરણને મોક્ષના સાધન રૂપે ઓલખાવ્યું છે.

**व्याकरणात् पदसिद्धिः पदसिद्धेरर्थनिश्चयो भवति ।**
**अर्थात्तत्त्वज्ञानं तत्त्वज्ञानात् परं श्रेयः ॥ १ ॥**

**ભાવાર્થ**—વ્યાકરણથી [5]પદની સિદ્ધિ થાય છે, પદ સિદ્ધિથી અર્થનો (કર્તા આદિનો) નિશ્ચય થાય છે, અર્થ નિશ્ચયથી તત્ત્વનું જ્ઞાન થાય છે, તત્ત્વજ્ઞાનથી પરમ શ્રેય–પરમ કલ્યાણ મોક્ષની પ્રાપ્તિ થાય છે.

---

૧ આચારાંગ આદિ અગ્યાર અંગો તથા બારમા અંગમાં ચૌદ પૂર્વ તથા દૃષ્ટિવાદનો સમાવેશ થાય છે.

૨ રીખવદેવજી ભગવાને પુરૂષોની બોત્તેર કલા, સ્ત્રીઓની ચોસઠ કલા, તથા પ્રજાને આવશ્યક શિલ્પાદિ શીખવી પોતાનું રાજ્ય પોતાના સો પુત્રોને દેશવાર ભળાવી દીક્ષા લીધી, તે પછી તેમના મુખ્ય પુત્ર ભરતે છ ખંડમાં વ્હેંચાએલ ભરત ક્ષેત્રના બત્રીશ હજાર દેશો ઉપર પોતાની રાજ્યસત્તા પ્રસરાવી. પ્રજાને એક છત્ર નીચે સુખ ભોગવતી કરી, અને તે પ્રજામાં સત્ય જ્ઞાનના પ્રચારાર્થે ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોને યથાર્થ રીતે ઓલખાવનાર ચાર આર્ય વેદો પ્રસરાવ્યા. હિંસક અનાર્ય વેદો તો વીશમા તીર્થંકરના થયા પછી જ પ્રચાર પામેલ છે.

૩ બોલાતી અથવા લખાતી ભાષા દ્વારા જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે.

૪ ગણધર શ્રી સુધર્માસ્વામીએ ગુંથેલી દ્વાદશાંગી પૈકીનું દશમું અંગ.

૫ વર્ણમાલાના અક્ષરો, તથા અક્ષર સમુદાયો વિભક્તિ આદિ લાગી પદરૂપ બને છે ત્યારેજ અર્થ આપનાર થાય છે.

પ્રશ્નવ્યાકરણટીકામાં બાર પ્રકારના સત્યની વ્યાખ્યાના પ્રસંગે બાર પ્રકારની ભાષા આ પ્રમાણે સૂચવેલ છે.

प्राकृतसंस्कृतभाषा मागधपैशाचीशौरसेनी च ।
षष्ठोऽत्र भूरिभेदो देशविशेषादपभ्रंशः ॥ १ ॥

**ભાવાર્થ**—પ્રાકૃત ૧ સંસ્કૃત ૨ માગધી ૩ પૈશાચી ૪ શૌરસેની ૫ અને દેશ વિશેષોના ભેદના કારણે અનેક ભેદવાલી છઠ્ઠી અપભ્રંશ ભાષા છે. ઉપર જણાવેલ છ ભાષાઓમાં દરેકના ગદ્ય અને પદ્ય એવાં બેબે વિભાગ પાડવામાં આવે એટલે ભાષાના બાર ભેદો થઇ જાય છે.

પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં જણાવેલ ૧૨ પ્રકારની ભાષાઓમાં સંસ્કૃત ભાષા ઉપર અનેક વ્યાકરણો ઉપલબ્ધ છે, અને પ્રાકૃતાદિ ભાષાઓ ઉપર પણ છુટા છવાયા વ્યાકરણ મલે છે. પરંતુ તે બધી ભાષાઓનું સંપૂર્ણ સાંગોપાંગ સરલ વ્યાકરણ બનાવનાર તથા તેને કોશો (અભિધાનચિંતામણિ–અનેકાર્થ–પરિશિષ્ટ–નિઘંટુ–લિંગાનુશાસન–દેશીનામમાલા) કાવ્યાનુશાસન–છન્દોનુશાસન પ્રમાણમીમાંસા આદિથી સમૃદ્ધ કરનાર જો કોઈ વિદ્વાન્ થયા હોય તો તે મહર્ષિ હેમચંદ્રસૂરિ મહારાજજ થયા છે કે જેમણે સિદ્ધરાજ જયસિંહના ખેદને દૂર કરવા સાથે ગુજરાતનું મુખ ઉજ્વલ બનાવ્યું છે, એટલુંજ નહીં પરંતુ પૂર્વ તથા પશ્ચિમ દરેક દેશના વિદ્યાભિલાષિઓ માટે એટલી બધી સુગમતા કરી છે કે વર્ણમાલાના જ્ઞાનથી લઇ મહાવિદ્વાન્ થવા માટે ફક્ત એમનું જ શરણું લેવામાં આવે તો બીજા કોઇની પાસે શિક્ષણ લેવા જવાની જરૂર ન રહે. મહર્ષિ હેમચંદ્રને વ્યાકરણાદિ રચવાનો પ્રસંગ આ રીતે સાંપડે છે ([1]પ્રભાવક ચરિત્ર ભાષાન્તર–પૃષ્ટ ૨૯૧–૨૯૨).

### શ્રીહૈમવ્યાકરણની ઉત્પત્તિ વિગેરે.

“પછી એકદા માલવદેશને જીતીને સિદ્ધરાજ પોતાની રાજધાનીમાં આવ્યો ત્યારે બધા દર્શનીઓએ તેને આશિષ આપીઃ એટલે કલાના ભંડાર એવા શ્રી હેમચંદ્રસૂરિ ત્યાં અવ્યગ્રમતિથી અત્યંત શ્રવણીય કાવ્યથી આશિષ આપતા બોલ્યા કે—હે કામધેનુ! તું તારા ગોમયરસથી ભૂમીને લીંપી કહાડ, હે રત્નાકર તું મોતીઓથી સ્વસ્તિક પુરી દે, હે ચંદ્રમા તું પૂર્ણ કુંભ બની જા, હે દિગ્ગજો, તમે પોતાના કર–સૂંઢ સીધા કરી કલ્પવૃક્ષના પત્રો લઇને તોરણો બનાવો, કારણ કે સિદ્ધરાજ પૃથ્વીને જીતીને આવે છે. એ પ્રમાણે પોતાના ચારિત્રની જેમ વ્યાખ્યાથી વિભૂષિત તે શ્લોક સાંભળવાથી સંતુષ્ટ થએલ સિદ્ધરાજ તેમને વારંવાર પોતાના રાજભવનમાં બોલાવવા લાગ્યો.”

“એકદા અવંતીના ભંડારમાં રહેલા પુસ્તકો ત્યાંના નિયુક્ત પુરૂષોએ બતાવતાં તેમાં એક લક્ષણશાસ્ત્ર-વ્યાકરણ રાજાના જોવામાં આવ્યું. એટલે તેણે ગુરુને પૂછ્યું કે આ શું છે? ત્યારે આચાર્ય મહારાજ કહેવા લાગ્યા કે એ ‘ભોજવ્યાકરણ’ શબ્દશાસ્ત્ર તરીકે પ્રવર્તમાન છેઃ વિદ્વાનોમાં શિરોમણી એ માલવપતિએ શબ્દશાસ્ત્ર, અલંકાર, નિમિત્ત, અને તર્કશાસ્ત્ર રચેલાં છે. તેમજ ચિકિત્સા, રાજ, સિદ્ધાંત, વૃક્ષ, વાસ્તુ ઉદય, અંક, શકુન,, અધ્યાત્મ, અને સ્વપ્ન, તથા સામુદ્રિક શાસ્ત્રો પણ અહીં છેઃ અને નિમિત્ત શાસ્ત્ર, વ્યાખ્યાન અને પ્રશ્નચૂડામણિ ગ્રંથો છે, વળી મેઘમાળા અને અર્થશાસ્ત્ર પણ છે; અને એ બધા ગ્રંથો તે રાજાએ બનાવેલ છે.”

“એ પ્રમાણે સાંભળતાં સિદ્ધરાજ બોલ્યો કે “આપણા ભંડારમાં શું એ શાસ્ત્રો નથી? સમસ્ત ગુર્જર દેશમાં શું કોઇ વિદ્વાન્ નથી? ત્યારે બધા વિદ્વાનો મલીને શ્રી હેમચંદ્રસૂરિને જોવા લાગ્યાઃ એટલે મહાભક્તિથી રાજાએ નમ્રતા પૂર્વક પ્રભુને વિનંતી કરી કે હે ભગવન્! એક વ્યાકરણશાસ્ત્ર બનાવીને તમે અમારા મનોરથ પુરા કરો. હે મહર્ષિ! તમારા વિના એ મનોરથ પૂરવાને કોણ સમર્થ છે? વલી આ સમયમાં પ્રવર્તમાન થયેલ એ વ્યાકરણ સંક્ષિપ્ત છે, તેમ તેમાં શબ્દોની નિષ્પત્તિ પણ તેવી નથીઃ તથા પાણિનિનું વ્યાકરણ છે તે વેદના અંગરૂપ મનાય છે, તેથી બ્રાહ્મણ ગર્વ લાવીને એ વ્યાકરણપર ઈર્ષ્યા કરે છે. કદાચ તે વિપ્રો નારાજ થાય તો તેથી શું? માટે હે મુનીશ્વર! વિશ્વજનોના ઉપકાર માટે એક નવું વ્યાકરણ બનાવો કે જેથી મને યશ મળે, અને તમને કીર્તિ તથા પુણ્ય પ્રાપ્ત થાય.”

“એમ સાંભળીને બુદ્ધિનિધાન શ્રી હેમચંદ્રસૂરિ બોલ્યા કે—કાર્યોમાં અમને જે પ્રેરણા કરવી, તે તમારે કેવળ યાદ કરાવવા માટેજ છે; પરંતુ વ્યાકરણના આઠ પુસ્તકો છે, તે શ્રી ભારતી દેવીના ભંડારમાં છે તો તમારા માણસો મોકલીને તે કાશ્મીર દેશથકી મંગાવો કે જેથી વ્યાકરણશાસ્ત્ર સારી રીતે રચી

---

૧ શ્રી પ્રભાચંદ્રસૂરિએ રચેલ અનેક પ્રભાવક જૈન આચાર્યોના ગૌરવયુક્ત કાર્યો ઐતિહાસિક માહિતી સાથે વર્ણવનાર આ એક અપૂર્વ સંસ્કૃત કાવ્ય ગ્રંથ છે, જેનું ભાષાન્તર શ્રી આત્માનંદજૈનસભા (ભાવનગર) એ છપાવેલ છેઃ જેમાંનો ઉપયુક્ત ભાગ અત્રે આભાર સાથે અપાય છે તથા મૂલ નિર્ણયસાગર પ્રેસ (મુંબઈ) માં છપાયેલ છે.

શકાય. ગુરુનું એ વચન સાંભળતાં રાજાએ તરત જ પોતાના પ્રધાન પુરુષોને કાશ્મીર દેશમાં મોકલ્યા. તેઓ પ્રવર નામના નગરમાં પહોંચ્યા અને ભારતી દેવીને ચંદનાદિકથી પૂજીને સ્તુતિ પાઠ કરવા લાગ્યા. એટલે સંતુષ્ટ થયેલ દેવીએ પોતાના અધિષ્ઠાયકોને આદેશ કર્યો કે 'શ્રી હેમચંદ્ર શ્વેતાંબર મારા પ્રસાદપાત્ર છે. એટલું જ નહિ પણ જાણે મારી બીજી મૂર્તિ રૂપે હોય એવા છે. માટે તેમના નિમિત્તે પ્રેષ્ય વર્ગને પુસ્તકો આપીને વિદાય કરો.' પછી ભારતી દેવીએ તે પ્રધાન પુરૂષોનો સારો સત્કાર કરી તેમને પુસ્તકો અપાવ્યાં અને ઉત્સાહપૂર્વક વિદાય કર્યા. એટલે દેવીના પ્રસાદથી ભારે હર્ષથી રોમાંચિત થતા તે અલ્પ સમયમાં પોતાના નગરમાં આવી પહોંચ્યા. ત્યાં એકનિષ્ઠાવાલા શ્રી હેમચંદ્રપ્રભુપર દેવીનો કેવો આદર અને સંતોષ છે તે તેમણે રાજાને નિવેદન કર્યું, જે સાંભળતાં ચમત્કાર પામેલ રાજા કહેવા લાગ્યો કે—અહો! હું અને મારો દેશ ધન્ય છે કે જ્યાં આવા સુજ્ઞ શિરોમણી ગુરુ બિરાજમાન છે. પછી શ્રી હેમચંદ્રસૂરિએ પણ તે આઠે વ્યાકરણોનું અવલોકન કરીને શ્રી સિદ્ધહેમ નામે નવું અદ્ભૂત વ્યાકરણ બનાવ્યું કે જે આઠ અધ્યાયના બત્રીશ પાદથી સંપૂર્ણ—ઉણાદિ, ધાતુપાઠ, લિંગાનુશાસન, સૂત્ર, સદ્વૃત્તિ, નામમાલા અને અનેકાર્થના પાઠથી રમણીય છેઃ વલી સર્વે વ્યાકરણોમાં જે મુગટ સમાન અને સમસ્ત વિદ્વાનોને આદર પાત્ર છે. પ્રથમના વ્યાકરણો બહુ વિસ્તીર્ણ હતાં, તેથી સમસ્ત આયુષ્યભરમાં પણ શીખી શકાય તેવાં નહોતાં અને તેથી પુરુષાર્થ સાધવામાં સ્ખલના પમાડનાર હતાં તેમજ કેટલાક સંક્ષિપ્ત, દુર્બોધ અને દોષના સ્થાનરૂપ હતાં. તેથી આધુનિક વિદ્વાનોએ એ વ્યાકરણને પ્રમાણ કર્યું. તેના દરેક પાદને અંતે એક એક શ્લોક છે, કે જેમાં મૂલરાજ તથા તેના પૂર્વજ રાજાઓનું વર્ણન કરવામાં આવેલ છે અને સર્વ અધ્યાયને અંતે ચાર શ્લોક છે તેમજ પાંત્રીશ શ્લોકમાં તેની પ્રશસ્તિ કરવામાં આવેલ છે. નગરનાં વિદ્વાનોએ તથા રાજાના પુરોહિતોએ તેનું ત્રણ વર્ષ સુધી વાંચન કર્યું. પછી તે પુસ્તક લખાવવાને માટે રાજાના નિયુક્ત પુરુષોએ સર્વસ્થાનો થકી ત્રણસેં લેખકોને બોલાવ્યાઃ ત્યાં રાજાએ તેમનો સારો સત્કાર કર્યો, એટલે પુસ્તકો લખાવતાં સર્વ દર્શનોના પ્રત્યેક અભ્યાસીને તે આપવામાં આવ્યાં. જેથી અંગ, બંગ, કલિંગ, લાટ, કર્ણાટક, કોંકણ, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, વત્સ, કચ્છ, માલવ, સિંધુ, સૌવીર, નેપાલ, પારસીક, મુરંડક, ગંગા પારે હરદ્વાર, કાશી, ચેદિ, ગયા, કુરુક્ષેત્ર, કાન્યકુબ્જ, ગૌડ, શ્રી કામરૂપ, સપાદલક્ષ, જાલંધર, ખસ, સિંહલ, મહાબોધ, બોડ કૌશિક, ઇત્યાદિ બધા દેશોમાં તે વ્યાકરણ ખૂબ વિસ્તાર પામ્યું. વલી રાજાએ ઉપનિબંધ સહિત વીશ પુસ્તકો બત્યાદર પૂર્વક કાશ્મીર દેશમાં મોકલ્યાંઃ ત્યાં તે ભંડારમાં રાખવામાં આવ્યાં, કારણ કે સર્વ લોકો પોતાના વચનનો નિર્વાહ કરે છે તો દેવીની શી વાત કરવી?"

"હવે પોતાના કુલને શોભાવનાર એવો કાકલનામે એક કાયસ્થ હતો કે જે આઠ વ્યાકરણનો અભ્યાસી અને પોતાની પ્રજ્ઞાથી શેષનાગને જીતનાર હતોઃ તેને જોતાંજ આચાર્યે એ શાસ્ત્રના તત્ત્વાર્થને જાણનાર એવા તેને તરતજ અધ્યાપક બનાવ્યો. પછી પ્રતિમાસે જ્ઞાન પંચમીના દિવસે તે પ્રશ્નો પૂછી લેતો અને ત્યાં અભ્યાસમાં પ્રવૃત્ત થએલા વિદ્યાર્થીઓને રાજા કંકણાદિથી વિભૂષિત કરતોઃ એમ એ શાસ્ત્રમાં નિષ્પન્ન તૈયાર થયેલા જનોને રાજા રેશમી વસ્ત્રો, કનકભૂષણો, સુખાસન અને આતપત્રથી અલંકૃત કરતો હતો."

ઉપરની હકીકતથી જણાશે કે મહર્ષિ હેમચન્દ્રે સિદ્ધરાજની પ્રાર્થનાથી અનેક વ્યાકરણોનું દોહન કરીને આ ઉત્તમ સરલ સંપૂર્ણ વ્યાકરણની રચના કરી અને સિદ્ધરાજે બ્રાહ્મણોની ઈર્ષ્યાની દરકાર કર્યા વગર સારી રીતે તેનો પ્રચાર કરાવ્યો.

સિદ્ધરાજ પછી કુમારપાલ ગાદીએ આવતાં તેના રાજ્યમાં એ વ્યાકરણનો પ્રચાર સારી રીતે વૃદ્ધિ પામતો જણાય છે, કેમકે હેમચંદ્ર સૂરીશ્વરે સિદ્ધહેમશબ્દાનુશાસન ભણવાવાલાઓ વિશેષ વ્યુત્પન્ન બને તે ખાતર [1]દ્વયાશ્રયકાવ્ય કુમારપાલના રાજ્યમાં રચ્યું છે—એટલુંજ નહીં પણ સંસ્કૃત ભાષાના વિદ્વાન્ થઇ શૃંગારાદિ રસોથી પૂર્ણ કાવ્યો ભણી પોતાના જીવન બગાડવાને બદલે પ્રજાજનો આદર્શ સંસ્કૃતિવાલાં બને તે ખાતર યોગશાસ્ત્ર અને ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર જેવા મહાન્ આદર્શ [2]ગ્રન્થો રચી સન્માર્ગમાં વિચરવા ઇચ્છનાર વિદ્વાનો ઉપર મ્હોટો ઉપકાર કર્યો છે.

---

૧ જેમાં ક્રમે કરી છએ ભાષા શીખવનાર ઉપરોક્ત વ્યાકરણના સૂત્રોના ઉદાહરણની સાથે સાથે જ ચૌલુક્ય વંશનું ઉત્તમ વર્ણન પણ સલંગ આવે છે.

૨ મહર્ષિ હેમચંદ્રે રચેલ સાહિત્ય એટલું વિશાલ હતું કે સંવત્ ૧૩૩૪ ની ચૈત્ર માસની શુકલ સપ્તમી પુનર્વસુ નક્ષત્ર શુક્રવારના દિવસે પૂર્ણ કરેલ પ્રભાવક ચરિત્રમાં તેના કર્ત્તા પ્રભાચંદ્રસૂરિજી વર્ણવે છે (પૃષ્ઠ ૩૧૪) કે, "તેમણે બનાવેલ ગ્રંથો કેટલા છે તેની સંખ્યા મલવી મહા મુશ્કેલ છે તો મ્હારા જેવા મંદબુદ્ધિ તે ગ્રંથોના નામ પણ ક્યાંથી

પણ ગુજરાતના અને પરંપરાએ આખા હિંદુસ્તાનના દુર્ભાગ્યે ઇતિહાસ અજબ પલટો ખાય છે. સિદ્ધરાજે વ્યાકરણ તૈયાર કરાવતી વખતે જે બ્રાહ્મણોની ઈર્ષ્યા સામે બાથ ભીડી, તથા કુમારપાલે પણ જેને મચક ન આપી સાચા ગુણવાન્ મહર્ષિની શક્તિઓનો પૂર્ણ લાભ પોતે લીધો તથા રાષ્ટ્રને અપાવ્યો, તે ઈર્ષ્યાલુઓ સહન કરી શકયા નહીં અને તેઓને પડખે ચડેલા કુલકલંકી અજયપાલે કુમારપાલ મહારાજને ઝેર આપી મરાવ્યા; એટલુંજ નહીં પણ પોતાની ત્રણ વર્ષની ટુંકી રાજકારકીર્દીમાં કુમારપાલ મહારાજે કરાવેલાં ઉત્તમ કાર્યો નાશ કર્યાં, ગુજરાતના ગૌરવરૂપ અનેકશતનિબંધો રચી સંસ્કૃત સાહિત્યને સમૃદ્ધ બનાવનાર હૈમીય બૃહન્ન્યાસની જોડનો લઘુન્યાસ ૩૫૦૦૦ શ્લોક પ્રમાણ રચનાર રામચંદ્ર સૂરિને, અને મંત્રિઓમાં મુકુટ સમાન કપર્દીમંત્રિ આદિને કમોતે મરાવ્યાઃ એવા અનેક પાપો કરી અજયપાલ પોતાનાજ પ્રતિહારની છરીનો ભોગ થઇ પરલોક સિધાવ્યોઃ પરંતુ તેણે પોષેલા દ્વૈધીભાવે પાટણની રાજગાદીને હચમચાવી મૂકી અને થોડા વર્ષમાં પાટણ ગુજરાતની રાજગાદી રૂપે મટી ગયું. વીરધવલ રાજાએ પોતાની રાજગાદી ધોલકામાં સ્થાપીઃ મંત્રીશ્વર વસ્તુપાલે તથા વીરશિરોમણિ તેજપાલે અનેક ઉત્તમ કાર્યો અને પરાક્રમો કરી ગુજરાતનું ગૌરવ સાચવ્યુંઃ પરંતુ વીરધવલ રાજા પરલોક સિધાવતાં તેના કૃતઘ્ની [1]વારસદારે તેઓના ઉપયોગીપણાને ન ઓળખી ઈર્ષ્યાલુઓના છંદે ચડી તેમને છેલ્લી અવસ્થામાં અપમાનીત કર્યાઃ તેઓ પોતાનું ગૌરવ સાચવી શકયા, પરંતુ ગુજરાતમાં તથા એવીજ રીતે બીજા પ્રાંતોમાં ગુણવાનોના સ્થાનો ખુશામતિયોના હાથમાં જવાને લીધે હિંદુસ્તાન પરાધીનતાની બેડીમાં જકડાયું.

આવી સ્થીતિમાંએ આવા ગ્રંથરત્નોના રક્ષણ માટે પ્રયત્ન કરનાર તથા ઈર્ષ્યાના બદલામાં ઈર્ષ્યાને આધીન [2]નહીં થનાર અને વિઘ્નોથી બેદરકાર જૈન મુનિવરો તથા જૈન સદ્ગૃહસ્થોને ધન્યવાદ આપ્યા વગર રહેવાતું નથી કે જેમાં મુનિમંડલે અભ્યાસ પૂર્વક યથાશક્તિ એ ગ્રંથોને સાચવ્યાઃ તથા વૈભાગિક ગ્રંથો રચી સમૃદ્ધ બનાવ્યા અને સુશ્રાવકોએ તે તે આચાર્યાદિના સદુપદેશથી તે તે ગ્રંથરત્નોની પ્રતિયો [3]લખાવી ખરી જ્ઞાનભક્તિ કરી દેશના ગૌરવરૂપ વિદ્યા ધનને સાચવ્યુંઃ ઉપર વર્ણવાયેલા પ્રયત્નોના પ્રતાપે જે કાંઇ સાહિત્ય સિદ્ધ હેમશબ્દાનુશાસન સંબંધી અત્યારે પણ મલી આવે છે તે મારી જાણ પ્રમાણે નીચે નોંધવામાં આવે છે.

(૧) મહર્ષિ હેમચંદ્રસૂરિએ પૂર્વવ્યાકરણોની ક્લિષ્ટતા તથા સંકુચિતતા પરિહરી કરેલી હેમ વ્યાકરણની સૂત્રરચના, જે એવી ઉત્તમ છે કે અલ્પબુદ્ધિવાલા મનુષ્યો પણ કાંઇક પ્રયત્ન કરી મૂલ સૂત્રોને ગુરુગમથી ધારી લે તો તેઓ પણ (શ્રીહેમસૂરિએ બનાવેલ) હૈમધાતુપાઠાદિ સાધનોના યોગે સંસ્કૃત ભાષામાં ચંચુ પ્રવેશ કરી શકે (આ વિભાગ છપાઇ ગએલ છે); તેમાં પણ સોનામાં સુગંધી પ્રસરાવતી સૂત્રો ઉપરની (૨) લઘુ વૃત્તિ ૬૦૦૦ શ્લોક પ્રમાણ રચી છે (એની બે આવૃત્તિઓ છપાઈ ગઈ છે); (૩) કોઈ વિદ્વાને ઉદ્ધરેલ મધ્યમ વૃત્તિ ૮૦૦૦ શ્લોક પ્રમાણ છે (તેના ઉપર કોઇ વિદ્વાને રચેલી અવચૂરિ–સરલ ટીકા સાથે મુંબઈના લાલબાગ તરફથી છપાય છે); (૪) બૃહદ્વૃત્તિ ૧૮૦૦૦ શ્લોક પ્રમાણ છે જેની બીજી આવૃત્તિ છપાય છે એમ સાંભલ્યું છે); (૫) હૈમલિંગાનુશાસન અવચૂરિ સાથેનું પણ છપાએલ છે; (૬) મોટી ટીકા તથા દુર્ગપદ પ્રબોધાદિ સાથેનું શેઠ હીરાલાલ સોમચંદ તરફથી છપાય છે, તથા સુરતમાં વૈદ્યરાજ વિનોદચંદ્ર મોહનલાલ પાસેથી પણ, મૂળ હૈમલિંગાનુશાસનના અભ્યાસીઓને ઉપયોગી, એક હૈમલિંગાનુશાસનની અતિ સંક્ષિપ્તઅવચૂરિસાથેની પ્રત મલી છે જે પણ શીઘ્ર પ્રકાશિત કરવાનો ઇરાદો છે; (૭) હૈમધાતુ પારાયણ સટીક પણ છપાએલ છે; (૮) હૈમઅનેકાર્થ–ટીકામાંથી ચૂંટેલા વિભાગો સહિત છપાએલ છે; (૯) હૈમી નામમાલા–અનેક રૂપમાં મૂલ તથા ટીકા સાથે છપાએલ છે;

---

જાણતા હોય?" ચૌદમી સદીના વિદ્વાનોની આ સ્થિતિ હોય તો અત્યારે વીસમી સદીના તે પછીના અનેક આક્રમણોથી લુપ્ત તથા અવ્યવસ્થિત થએલ સાહિત્યના વારસદાર થએલા વિદ્વાનો એ કૃતિઓના જ્ઞાનથી વંચિત હોય એ સહજ છે.

૧ જે મંત્રિ વસ્તુપાલ તેજપાલના સુપ્રયત્નોથી જ રાજગાદી મેળવી શકયો હતો.

૨ આ વાતની સાક્ષી વર્તમાનમાં બચી રહેલા જૈન ભંડારોમાનાં દરેક મતના તાત્વિક ગ્રંથો તથા અનેક વિદ્વાન જૈનાચાર્યોએ રચેલ અન્યમતિ ગ્રંથોપરની ટીકાઓ પૂરે છે.

૩ અત્યારે પણ અનેક જૈન સંસ્થાઓ તથા ભારત વર્ષના પ્રાચીન વિદ્યા સાહિત્ય પ્રત્યે લક્ષ આપનાર સરકારી સંસ્થાઓ વિગેરે તરફથી જૈન સાહિત્યને વ્યવસ્થિત રીતે સાચવવા તથા વર્તમાન મુદ્રણકલાનો ઉપયોગ કરી છપાવવાના પ્રયત્નો ચાલુ છે. પ્રાયે દરેક વરસે કોઇને કોઈ અપૂર્વ ગ્રંથ વિદ્વાનોના કરકમલોને અલંકૃત કરે છે તે છતાં પણ વિદ્વાન જૈન મુનિઓનો સહકાર સાધી હજી પણ ઘણું સાહિત્ય ઉદ્ધૃત કરવા જેવું છે તથા છપાએલ પણ વ્યવસ્થિત કરવા જેવું છે, તે લક્ષ બહાર ન રહેવું જોઈએ.

(૧૦) હૈમ ઉણાદિ સટીક છપાએલ છે; (૧૧) દુર્ભાગ્યે હૈમ બૃહન્ન્યાસ પૂર્ણ મલતો નથી: જેટલો મલે છે, તે છપાવવાના પ્રયત્નો ચાલુ છે; (૧૨) હૈમ લઘુન્યાસ રામચંદ્રસૂરિકૃત મલતું નથી; (૧૩) લઘુન્યાસ ઉપરની દુર્ગપદ વ્યાખ્યા છપાઇ છે; બીજી આવૃત્તિ છપાય છે એમ સાંભળ્યું છે; (૧૪) દ્વયાશ્રય કાવ્ય છ ભાષામય સંપૂર્ણ છપાઈ ગએલ છે; (૧૫) કાવ્યાનુશાસન સટીક બે આવૃત્તિઓ છપાઇ ગઈ છે; (૧૬) પ્રમાણમીમાંસા સટીક બે આવૃત્તિઓ છપાઇ ગઈ છે; (૧૭) છંદોનુશાસન સટીક બીજી આવૃત્તિ છપાય છે; (૧૮) દેશી નામમાલા ત્રીજી આવૃત્તિ છપાય છે; (૧૯) ઉણાદિ સટીક છપાઈ ગયું છે; (૨૦) સટીક યોગશાસ્ત્ર; તથા (૨૧) ત્રિષષ્ટીશલાકા પુરુષનાં ગ્રંથો પણ છપાઈ ગયાં છે.

આતો મહર્ષિ હેમચંદ્ર સૂરિજીના પોતાના રચેલા તથા પોતે ટીકાથી સમૃદ્ધ બનાવેલા ગ્રંથોની કાંઇક વાત થઈ. હવે તે પછીના મહાપુરુષોએ કેવા પ્રયત્નો કર્યા તે જોઈએ. (૧) ૧૩ મી ૧૪ મી સદીમાં થએલ મહાકવિ અમરચંદ્ર સૂરિએ 'સ્યાદિશબ્દસમુચ્ચય' જેમાં સિદ્ધહેમશબ્દાનુશાસનમાં સાધેલા છએ લિંગના શબ્દોનો સંગ્રહ કરવામાં આવ્યો છે તેની રચના કરી. તેના ઉપર તેપછી થએલા શ્રીજયાનંદસૂરિએ (જેમણે હૈમલિંગાનુશાસન ઉપરની મોટી ટીકાને પણ સંક્ષિપ્ત રૂપમાં ઉદ્ધૃત કરી જણાય છે). પોતાના શિષ્ય દેવરત્નના ભણવા માટે ટીકા રચી છે (આ ગ્રંથ છપાઇ ગએલ છે). (૨) અનેક ગ્રંથ રચનાર દિવ્યગુણધારી ગુણરત્નસૂરીશ્વરજીએ સંવત્ ૧૪૬૬ માં હૈમવ્યાકરણમાં કથેલ ઘણા ઉપયોગી ધાતુઓના રૂપોને સફલતાથી સમજાવનાર 'ક્રિયારત્ન સમુચ્ચય'ની રચના કરી છે (આ પણ છપાઈ ગયેલ છે). (૩) અનેક વિદ્યાઓમાં પારંગત લોક ભાષાથી લઇને ગીર્વાણ ભાષા સુધીમાં અનેક ગ્રંથો રચી લોકોપકારક થએલા હેમહંસગણિએ હૈમવ્યાકરણમાં સાક્ષાત્ વર્ણવેલા અથવા સૂચવેલા વ્યાકરણ સંબંધી ન્યાયોને વિસ્તૃત રૂપે સમજાવનાર 'ન્યાયાર્થ મંજુષા'ની સંવત્ ૧૫૧૫ માં, તથા તે પછી તે ઉપર ન્યાસની પણ રચના કરી છે. સૌત્ર ધાતુઓનો અર્થ સાથેનો વિસ્તૃત સંગ્રહ આ ગ્રંથ સિવાય ભાગ્યેજ બીજા ગ્રંથમાં મલી શકશે. (આ પણ છપાઈ ગએલ છે.) (૪) શ્રીમેઘવિજયજીગણિએ સિદ્ધહેમશબ્દાનુશાસનના સૂત્રોને સિદ્ધાંતકૌમુદીની ઢબે ગોઠવી તે ઉપર લઘુ મધ્યમ બૃહદ્વૃત્તિઓ રચી છે. (બૃહત્-ટીકા યુક્ત આ ગ્રંથ ચંદ્રપ્રભા (હૈમકૌમુદી) નામે છપાઈ ગએલ છે.) (૫) તે સિવાય પણ અનેક અજ્ઞાત-નામ મહાત્માઓએ તથા શ્રીસિદ્ધચંદ્રગણિએ રચેલ અવચૂરિઓના અંશો પાટડી, મોહનલાલજી લાયબ્રેરી મુંબઈ તથા બીજે સ્થલે પણ લિખીત રૂપે મળે છે. એટલુંજ નહીં પણ કોઇ મહાપુરૂષે તો આ વ્યાકરણ અલ્પબુદ્ધિવાલા ફક્ત ગુજરાતી ભાષા જાણનાર પણ ભણી શકે તે ખાતર તેના ઉપર ગુજરાતી અર્થો તથા સમજુતી આપી છે: જેનો અમુક ભાગ અત્યારે પણ દેવચંદ લાલભાઇના પુસ્તકાલય સુરતમાં ઉપલબ્ધ છે: કોઈ મહાન્ આચાર્યોએ વ્યાકરણના આઠે અધ્યાયોપર મહર્ષિ હેમચંદ્રની ટીકામાં દર્શાવેલા ઉદાહરણોને સંપૂર્ણ રીતે સમજાવનાર બૃહત્ તથા લઘુ ઢુંઢિકા નામે ટીકાઓ પણ રચેલી છે જે મલી શકે તો ખાસ પ્રકાશ કરવા લાયક છે. સોલમી સદીમાં હર્ષકુલગણિએ હૈમધાતુપાઠને અર્થ સાથે કવિતા રૂપે ગુંથીને તેને યથાર્થ 'કવિકલ્પદ્રુમ' એવું નામ આપી જનતાને ઉપકૃત કરી છે. હૈમ વિભ્રમાદિ ગ્રંથો પણ તે તે કાલે મહા ઉપકારી પુરુષોએ રચ્યા છે: હૈમ બૃહન્ન્યાસ તથા બૃહદ્વૃત્તિના કેટલાક ભાગો શ્રી સોમસુંદરસૂરિ મહારાજ આદિના ઉપદેશથી લખાએલા મલે છે. વલી અકબર પ્રતિબોધક જૈનશાસનનભોમણિ જગદ્ગુરુ વિજયહીરસૂરીશ્વરજીએ તો કાલ પ્રભાવે વિશૃંખલ થએલ સિદ્ધહેમ પરની વિસ્તૃત તત્ત્વપ્રકાશિકા નામની બૃહદ્વૃત્તિને વ્યવસ્થિત કરવા સ્તંભતીર્થ (ખંભાત) નિવાસી વૃદ્ધ શાખા તથા ઉકેશ જ્ઞાતિના સંઘપતિ ઉદયકરણ સોમકરણને ઉપદેશ આપી તેની સહાયતા દ્વારા શ્રી સોમવિજય ઉપાધ્યાયને ભૂધી નામના ભટ્ટ (કે જે મહાભાષ્યાદિ મહાવ્યાકરણોના અખંડ અભ્યાસી હતા) ની પાસે ભણાવ્યા અને તે મહોપાધ્યાયજી શ્રી સોમવિજયજી મહારાજે સારી રીતે અભ્યાસ પૂર્વક સિદ્ધહેમશબ્દાનુશાસન બૃહદ્વૃત્તિ વ્યવસ્થિત કરી તપગચ્છના ઘણા ગીતાર્થમુનિઓને ભણાવી: એટલુંજ નહીં પણ તેના પ્રતાપે સિદ્ધહેમ વ્યાકરણને યથાર્થ રીતે પ્રકાશનાર એક મહાપુરૂષ પણ ઉત્પન્ન કર્યા.

## હૈમપ્રકાશના કર્તા તથા તેમનાં દીક્ષાગુરુ અને વિદ્યાગુરુ.

મહોપાધ્યાય શ્રી સોમવિજયજી મહારાજના સંસારી અવસ્થાના સગા ભાઇ અને દીક્ષિત અવસ્થામાં ગુરુભાઇરૂપે શ્રી કીર્તિ વિજયજી મહારાજ મહોપાધ્યાય થયા: તે મહોપાધ્યાય કીર્તિવિજયજી મહારાજના

શિષ્ય મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી થયા; તેમણે વિદ્યાગુરુ રૂપે મહોપાધ્યાય શ્રી સોમવિજયજી મહારાજને સ્વીકાર્યા અને તેઓશ્રીની પાસે વિદ્યાભ્યાસ કરીને લોકપ્રકાશ જેવો અજોડ સિદ્ધાંતદોહન-રૂપ ગ્રંથ તથા મહાશાસ્ત્ર શ્રી કલ્પસૂત્ર ઉપર અત્યાર સુધી એકજ ધારાએ દરેક ઠેકાણે વંચાતી સુબોધિકા વૃત્તિ તથા વિદ્વદ્ભોગ્ય તથા સામાન્ય જનતાને પણ ઉપકારક શાંત સુધારસ, શ્રીપાલરાસ, સ્તવનાદિ અનેક ગ્રંથરત્નો રચ્યાઃ એટલુંજ નહીં પણ વ્યાકરણ વિષયમાં જાણે, મહર્ષિ હેમચંદ્રના જ અવતાર એવા સોમવિજય મહારાજને વિદ્યાગુરુરૂપે પામી, શ્રી હેમચંદ્ર મહારાજે પૂર્વવ્યાકરણોના દોહન-રૂપ વ્યાકરણસૂત્રોની રચના કરી હતી તેમ વિનયવિજયજી મહારાજે પ્રથમ તો જેઓ ગામડીઆ જેવી બુદ્ધિવાલા હોવાને લીધે હૈમવ્યાકરણરૂપી રત્નને અંગીકાર ન કરી શકતા હોય તેમને હૈમવ્યાકરણરૂપ મહાવ્યાકરણમાં પ્રવેશ કરાવનાર, તથા હૈમવ્યાકરણમાં અષ્ટાધ્યાયીના ક્રમના લીધે કાંઈ પણ ક્લિષ્ટતા જણાતી હોય તો તેને પણ સર્વથા દૂર કરનાર[1] હૈમલઘુપ્રક્રિયાનામના સરલ વ્યાકરણની સંવત્ ૧૭૧૦ માં રાધનપુરમાં રચના કરીઃ તેપછી સંવત્ ૧૭૩૭ માં તે હૈમલઘુ પ્રક્રિયા ઉપર, જેમ મહર્ષિ હેમચંદ્રે પોતાના વ્યાકરણ ઉપર વ્યાકરણના દરેક વિષયને તલસ્પર્શીરીતે ચર્ચનાર બૃહન્ન્યાસની રચના કરી હતી તેમ, હૈમ લઘુપ્રક્રિયાપર મોટી ટીકાની રચના કરી, અને તેને યથાર્થ વિનય સાચવનાર વિનયવિજયજી-મહારાજે પોતાને નામે ન ચડાવતાં મહર્ષિ હેમચંદ્રના વ્યાકરણને યથાર્થ પ્રકાશ કરનાર 'શ્રીહૈમપ્રકાશ'-રૂપેજ પ્રસિદ્ધ કરીઃ સદ્ભાગ્યે તેનો (હૈમપ્રકાશ—મહાવ્યાકરણનો) પૂર્વાર્દ્ધ છપાઈ—ગયો છે, જેને અવલોકતાં એમ જણાઈ આવેછે કે વિનયવિજયજી મહારાજે જડબુદ્ધિવાલા જીવોને માટે હૈમવ્યાકરણ-રૂપ મહાપ્રાસાદનો પ્રવેશદ્વાર રચવાની સાથે તે વ્યાકરણની સંપૂર્ણતાનો પ્રકાશ જનતા આગલ કર્યો છે અને હૈમલઘુપ્રક્રિયા જેવા નાના વ્યાકરણને પણ મહાવ્યાકરણની કોટીએ લાવી મુકયું છે.

**હૈમપ્રકાશના જુદા જુદા સત્તર વિભાગોમાં સ્ફુટ કરેલા વિષયો.**

૧ હૈમપ્રકાશ પૂર્વાર્દ્ધના પ્રથમ સંજ્ઞાપ્રકરણમાં હૈમલઘુપ્રક્રિયામાં જે સ્વર વ્યંજનાદિ સંજ્ઞાઓમાં કેટલીક સંજ્ઞાઓ કઠિન હોવાને લીધે [2]એમને એમજ બતાવી દેવામાં આવી હતી તે એવી સ્પષ્ટ રીતે સમજાવવામાં આવી છે કે જેથી તે ભણનાર સંજ્ઞાઓના જાણકાર થવાની સાથે હૈમવ્યાકરણના પ્લુત પ્રકરણ તથા પરિભાષા વિભાગ જેવા કઠિન વિભાગોનો વેત્તા થાયછે, એટલુંજ નહિ પણ શ્રીહેમહંસગણિએ રચેલા 'હૈમન્યાય મંજુષા' જેવા કઠિન ગ્રંથના ભાવાર્થને પણ સરલતા પૂર્વક સમજી પછી તે મૂલ ગ્રંથનો પણ અભ્યાસી થઈ શકે છેઃ આ વિભાગે સુપરરોયલ ૮ પેજી ગ્રંથના ૬૧ પેજ રોકેલ છેઃ તેમાં કેટલાક અપૂર્વ ઐતિહાસિક સત્યો પણ જાણવાને મળેછે.

૨ સ્વરસંધિવિભાગમાં સંસ્કૃત ભાષામાં સ્વરો એક બીજાની નજીક આવતા કયારે ભેગા થાયછે, થાય તો કેવી રીતે અને કયા અર્થોમાં તે જણાવવાની સાથે હૈમલઘુપ્રક્રિયામાં કઠિન જાણીને છોડી દીધેલા વિષયોને પણ સુગમતાથી ચર્ચવામાં આવ્યા છે.

૩ અસંધિવિભાગમાં સંસ્કૃત ભાષામાં કયારે કેવી રીતે કેવા અર્થોમાં સ્વરો એક બીજાની પાસે આવવા છતાં અલગ રહેછે તે સવિસ્તર સમજાવવા સાથે હૈમવ્યાકરણમાં ઉદાહરણરૂપે આપેલ શબ્દોના અર્થો બહુજ ખુબીથી સમજાવવામાં આવેલ છે.

૪ વ્યંજનસંધિવિભાગમાં સંસ્કૃત ભાષાના વ્યંજનો પરસ્પર નજીકમાં આવતા તથા કેટલાક વ્યંજનો બે સ્વરોની વચ્ચે આવતા, વિદ્યાર્થીઓને જે ગુંચવણમાં મૂકી દે છે તે ગુંચવણનો ઉકેલ બહુજ સરલતાથી અને પદ્ધતિસર કરવામાં આવ્યો છે કે જેથી અભ્યાસ કરનાર વિદ્યાર્થી કદી પણ વ્યંજન-સંધિમાં ભૂલ કરનારો ન થાય.

૫ રેફસંધિવિભાગમાં કે જે વિભાગ સંસ્કૃતવ્યંજનોમાં સંધિ વિભાગના ઘણાજ સૂત્રો રોકી વિદ્યાર્થીઓને ગુંચવણમાં મુકે છે તેને કેવી રીતે કાબુમાં લેવો તે શીખવવામાં આવ્યું છેઃ સાથેજ હૈમપ્રકાશના ૭ મા પાદમાં વર્ણવેલ 'ષત્વ' પ્રકરણના સ્યાદિમાં આવશ્યક વિભાગને કુશલતાથી ગુંથી તે વિષયના જ્ઞાનથી

---

૧ કે જેમાં સુગમતાની દૃષ્ટીએ પૂર્વાર્દ્ધ અને ઉત્તરાર્દ્ધ એવા બે વિભાગો કરી તે વિભાગોના પ્રવેશક દૃષ્ટીએ પોતપોતામાં પૂર્ણતાવાલા નાના પેટા વિભાગો રચી વિદ્યાર્થીઓને સરલતા કરી આપી છે.

૨ જેમ નાની ઉમરના બાલકોને ગુણાકાર આદિ કેમ થાયછે તે જણાવ્યા વગર ભવિષ્યમાં ઉપયોગી જાણી ગુણાકાર ગોખાવવામાં આવે છે અને મોટી ઉમરના સમજદાર બાલકોને તે ગુણાકારોની યથાર્થતા સમજાવવામાં આવેછે.

પણ વિદ્યાર્થીઓને વંચિત રહેવા દીધા નથીઃ રેફસંધિ સંસ્કૃતપદો તથા સંસ્કૃત કવિતાપર પણ જે અસર કરે છે તે પણ સ્પષ્ટતાથી વર્ણવાયું છેઃ આ પાંચે પ્રકરણોમાં સંસ્કૃત વ્યાકરણરૂપી ચણતરના મૂલ પાયારૂપ પંચસંધિની રચના પૂર્ણ થાયછે. તે પછી વિભક્તિ નામનો સંસ્કૃતના ષટ્‌લિંગ (પુલિંગ સ્ત્રીલિંગ નપુંસકલિંગ પુંસ્ત્રીલિંગ પુન્નપુંસકલિંગ સ્ત્રીનપુંસકલિંગ)ના શબ્દો ઉપર કાબુ મેળવવા શીખવનાર વિભાગ પેજ ૮૭ થી શરૂ થાયછે. તેના પણ બાલવિદ્યાર્થીઓની સુગમતા ખાતર ૬ પેટા વિભાગ પાડવામાં આવ્યા છે.

૬ સ્વરાંત પુંલ્લિંગ વિભાગનો જાણકાર ગમે તે કોઈ પણ સ્વર જેની અંતમાં આવે એવા સ્વરાંત સંસ્કૃત પુંલ્લિંગ શબ્દોના સાતે વિભક્તિઓનાં તથા સંબોધનના રૂપો સુગમતાથી બનાવી શકે છે. આ વિભાગમાં સર્વાદિ (સર્વનામો) ને તેના યથોચિત અર્થ સહિત સમજાવી વિનયવિજયજી મહારાજે હદજ કરી છે.

૭ સ્વરાંત સ્ત્રીલિંગ શબ્દોના રૂપો કેમ કરવા તે શીખવ્યું છે.

૮ સ્વરાંત નપુંસકલિંગ શબ્દોના રૂપો કરી બતાવ્યાં છે.

૯ વિદ્યાર્થીઓને વ્યંજનાંત પુલ્લિંગ શબ્દો સાધતા શીખવ્યા છે.

૧૦ વ્યંજનાન્ત સ્ત્રિલિંગ શબ્દોના સાતે વિભક્તિઓનાં રૂપો દાખવ્યા છે.

૧૧ વ્યંજનાન્ત નપુંસકલિંગ શબ્દોના રૂપો પણ એવીજ સુગમતાથી કરતા શીખવ્યા છે.

દરેક વિભાગ એવી રીતે વ્યવસ્થિત કરવામાં આવ્યો છે કે જેથી તે તે વિભાગના જાણકાર વિદ્યાર્થીને તે પછી આવતો વિભાગ અડધો તો ગુરુની સહાયતા વગર પણ બેસી શકેઃ

ષટ્‌લિંગની વ્યાખ્યામાં જણાવેલ પાછલના ત્રણ જાતના શબ્દો બે બે જાતના રૂપને પામે છેઃ કેટલાક શબ્દો ત્રણે લિંગોમાં પણ વપરાય છેઃ તે બધાનાં રૂપોપણ સ્વરાંત શબ્દ હોય તો ૬, ૭, ૮ વિભાગના બલથી અને વ્યંજનાંત શબ્દ હોય તો ૯, ૧૦, ૧૧ વિભાગના બલથી આ વ્યાકરણનો કોઈ પણ સાચો અભ્યાસી કરી શકે છે.

૧૨ યુષ્મદ્ અને અસ્મદ્ એ બે શબ્દો ત્રણે લિંગમાં એક સરખાં રૂપો ધારણ કરનાર હોવા છતાં પણ ઘણીજ વિલક્ષણ રૂપરાશિને પામે છે એમ જાણી મહોપાધ્યાયશ્રીએ તેમને આ પ્રકરણમાં સ્વતંત્રજ રાખી પૂરી રીતે સમજાવ્યા છે.

૧૩ સંસ્કૃતમાં કેટલાક એવાં નામો છે કે જે દરેક લિંગમાં, દરેક વિભક્તિમાં, દરેક વચનમાં કોઈ પણ જાતના ફેરફાર સિવાય એકજરૂપે રહી વિભક્તિ માત્રના અર્થને આપેછેઃ જ્યારે કેટલાક સાતે વિભક્તિઓને બદલે અમુક વિભક્તિઓમાં અથવા અમુક અર્થમાંજ એ વિશિષ્ટતાને ધારણ કરેછેઃ તે બધા આ અવ્યયપ્રકરણમાં ફક્ત નામનિર્દેશમાત્ર નહીં પણ તેઓના અર્થો તથા પ્રયોગોસહિત ઓળખાવવામાં આવ્યા છેઃ અર્થની સ્પષ્ટતા ખાતર પ્રૌઢમનોરમા તથા હૈમબૃહન્ન્યાસ જેવા મહાન્ ગ્રંથોનો યથોચિત ઉપયોગ કરવામાં આવ્યો છેઃ દરેક જાતની ક્લિષ્ટતા દૂર કરીને હૈમવ્યાકરણના અષ્ટાધ્યાયીક્રમના યોગે વિખરાએલ અવ્યય સંબંધી જ્ઞાનને એકજ સ્થળે વ્યવસ્થિત રીતે ગોઠવ્યું છે. ધાતુઓ પૂર્વે ખૂબજ ઉપયોગમાં આવતા ઉપસર્ગો (અવ્યયોનો એક વિભાગ) ના વિસ્તૃત અર્થો આ ગ્રંથ સિવાય ભાગ્યેજ બીજા ગ્રંથમાં મલી શકે છે. આ અર્થો હૈમબૃહન્ન્યાસમાં મહર્ષિ હેમસૂરિએ દર્શાવેલા છે ત્યાંથી ઉપાધ્યાયશ્રીએ વિદ્યાર્થીઓના ઉપકાર ખાતર લીધા છે.

આ વિભાગ સુધી તો હૈમલઘુપ્રક્રિયામાં આવેલ દરેક સૂત્રની વ્યુત્પત્તિ પણ હૈમપ્રકાશમાં દેખાડવામાં આવેલ છે, જે વિદ્યાર્થીને વ્યુત્પન્ન થએલ જાણી તે પછીથી પડતી મુકવામાં આવીછે.

૧૪ માં સંસ્કૃત શબ્દોના વિશેષલિંગના જ્ઞાનમાટે સ્ત્રીલિંગ શબ્દો પુલ્લિંગ શબ્દોપરથી કેવી રીતે અથવા કેવા અર્થમાં બને છે તે સ્પષ્ટતાથી બતાવવામાં આવ્યું છે. આ પ્રકરણના અભ્યાસથી ઘણા ઉપયોગી શબ્દોની (જે મોટા ગ્રંથોમાંથી પણ સહેજે ન જડી શકે) [1]જાણકારી મલી શકેછે. હૈમપ્રકાશમાં ૧૩ અને ૧૪ મા ભાગની પ્રશસ્તિ ભેગીજ આપી છે.

ઉપાધ્યાયજી મહારાજ દરેક વિભાગના છેડે પ્રશસ્તિ આપેછે જેમાં પોતાના નામમાં યથાર્થપણે રહેલ વિનય ગુણને પ્રકટ કરતા હોય તેમ પોતાના સંસારીપણાના ઉપકારી માતાપિતા **રાજશ્રી** તથા **તેજપાલ** અને સંસારથી તારનાર ગુરુમહારાજ વાચક**કીર્ત્તિવિજય** મહારાજનું તેતે ઉપકારી રીતે સ્મરણ કરી દરેક પ્રકરણની સમાપ્તિ સૂચવે છે.

---

૧ તે શબ્દોની જાણકારી ખાસ ઉપયોગી જાણી પ્રકાશિત ગ્રંથમાં હૈમબૃહદ્‌વૃત્તિ આદિના અનુસારે ફૂટનોટમાં તે તે ઠેકાણે ઉચિત ટિપ્પની આપવી યોગ્ય ધારી છે અને તે કાર્ય ગ્રંથના અંત ભાગ સુધી યથાસ્થાન ટિપ્પનીઓ આપી ચાલુ રાખવામાં આવ્યું છે.

૧૫ કારક વિભાગમાં તો ગ્રંથકર્ત્તાએ આ વિભાગની કઠિનતા અને વિશાલતા બતાવવા સાથે કઠિન વિષયોને પણ પોતાની સરલતાપૂર્વક અને હૃદયંગમ ભાષાથી પરિચય કરાવવાની શક્તિ દેખાડી આપી છે આ ભાગનો અભ્યાસ કરવાથી કઈ કઈ વિભક્તિઓ ક્યા ક્યા અર્થમાં ક્યારે ક્યારે વપરાય છે તે જાણવાની સાથે તે તે વિષય સંબંધી પ્રાચીનપ્રામાણિક ભર્તૃહરિના વાક્યપદીયથી માંડી ગ્રંથકર્ત્તાની નિકટમાં રચાએલ વૈયાકરણભૂષણસારાદિ વ્યાકરણગ્રંથોના અભિપ્રાયો પણ સ્પષ્ટતાપૂર્વક નામ નિર્દેશસાથે અપાએલ છે. સિદ્ધાંતકૌમુદી વાક્યપ્રકાશાદિ ગ્રંથોનો પણ તેતે સ્થળે ઉદારતા પૂર્વક નામનિર્દેશસાથે ઉપયોગ કરવામાં આવેલ છે. દુષ્પ્રાપ્ય એવા હૈમબૃહન્ન્યાસના કારક સંબંધી વિષયને એવા સરલરૂપે ગોઠવ્યો છે કે મૂલ હૈમબૃહન્ન્યાસ સાથે ઉપાધ્યાયશ્રીએ કરેલ તેના સંક્ષિપ્ત સુંદર સ્વરૂપને સરખાવતાં ચિત્ત પ્રફુલ્લિત થાય છે. વ્યાકરણ જેવા લુખ્ખા વિષયને પણ વિદ્વાનો કેવો રસમય બનાવી શકે છે તેનો ચિતાર આંખ આગલ ખડો થાયછે તથા તે મહાપુરૂષની ઉપકારક અને તાત્વિક દ્રષ્ટિ આગલ માથું નમે છે.

૧૬ સમાસના લક્ષણથી ચાલુ કરી સમાસના વિભાગો અને તે વિભાગોના પેટા વિભાગો ખૂબજ વિસ્તૃતરીતે સમજાવવામાં આવ્યા છે. સમાસના જુદા જુદા વિષયો કે જે હૈમલઘુપ્રક્રિયામાં વિદ્યાર્થીને પ્રવેશ કરવા પૂરતા શીખવવામાં આવ્યા હતા તે હૈમપ્રકાશમાં સંપૂર્ણ સાંગોપાંગ ચર્ચી વિદ્યાર્થીઓને મહાકાવ્યોમાં પણ પ્રવેશ કરાવી શકે એવી રીતે સમજાવવામાં આવ્યા છે, જે વાંચતા જાણે હૈમબૃહદ્‌વૃત્તિનું સરળ રૂપાંતર વાંચતા હોઇએ તેવો આનંદ અનુભવાય છે.

૧૭ તદ્ધિત વિભાગ કે જે પૂર્વાર્દ્ધમાં છેલ્લો હોવા છતાં પણ પ્રકાશિત ગ્રંથના ખીચોખીચ ભરેલા આશરે ૧૪૬ પૃષ્ઠ જેટલા વિભાગને રોકે છે. તદ્ધિત વિષયમાં મહર્ષિ હેમચંદ્રે પોતાના મહાવ્યાકરણના બે અધ્યાય રોકેલા છે તેનો અત્યુપયોગી સંક્ષિપ્ત પરિચય હૈમલઘુપ્રક્રિયામાં આપવામાં આવેલ છે: પણ હૈમ-પ્રકાશમાં તેના સંપૂર્ણ સૂત્રોને એવી વ્યવસ્થિત રીતે ગોઠવી ટીકા આદિથી એવા તો સુગમ બનાવવામાં આવ્યાં છે કે જેથી આ વ્યાકરણના અભ્યાસીઓ તદ્ધિતમૂઢાવૈયાકરણા એ ઉકિતને બદલે તદ્ધિતકુશલાવૈયા-કરણા એ ઉકિતના પાત્ર બને છે. એ તદ્ધિત પ્રકરણને પણ ઉપાધ્યાયજીએ અનેક વિભાગોમાં વ્હેંચી તે તે વિભાગોમાં તત્તદ્ગત વિષયોને સરલતા અને સુબોધતા પૂર્વક ચર્ચ્યા છે.

હૈમશબ્દાનુશાસનની મોટી ટીકામાં આપેલ ગણપાઠો પણ યથાસ્થાન શબ્દસંખ્યાપૂર્વક આપવામાં આવ્યા છે: સમાસ પ્રકરણ આદિમાં આવેલા ગણપાઠો પણ એવીજ રીતે યથાસ્થાન આપવામાં આવ્યાછે અને આમ કરીને ભાષાના ક્રોડ રજ્જુરૂપે ગણાતા વાકયના વિશેષણવિભાગ જેને ઈંગ્લીશ ગ્રામરોમાં સબ્જેક્ટરૂપે ઓલખવામાં આવે છે તેની સમજુતીરૂપ પૂર્વાર્દ્ધ પૂર્ણ કરી ત્રણવૃત્તિરૂપે વ્હેંચાએલ વ્યાકર-ણની પ્રથમ વૃત્તિ પૂર્ણ કરી છે. ઉત્તરાર્દ્ધ પ્રકાશિત થએ બીજી બે વૃત્તિઓમાં આખ્યાત અને કૃદંતના વિષયો કેવી ખૂબીથી ઉપાધ્યાયજી મહારાજે વિદ્યાર્થીઓના ઉપકાર અર્થે છણ્યા છે તે જાણવા મળશે: હાલતો તેની ઝાંખી પ્રકાશિત થએલ હૈમલઘુપ્રક્રિયાના ઉત્તરાર્દ્ધથીજ કરાવી શકાય એમ છે. સંપૂર્ણ ગ્રંથ સંબંધમાં એટલુંજ કહેવું બસ થશે કે જેમ મહર્ષિ હેમચંદ્રે પ્રાપ્ત થએલ સંપૂર્ણ વ્યાકરણ સામગ્રીનો યથાર્થ ઉપયોગ કરી નવીન સરલ શબ્દશુદ્ધિકારક વ્યાકરણ જનતાને અર્પ્યું, તેવીજ રીતે [1]ઉપાધ્યાયજીશ્રી વિનયવિજયજી મહારાજે તેમના જેવા સંક્રમકાલમાં જે સામગ્રી મલી તેનો યથાર્થ ઉપયોગ કરી અનેક મહાન્ ગ્રંથ રચના ક્રિયોદ્ધાર આદિ મહા પ્રયત્નોમાંથી પોતાના અમૂલ્ય ટાઈમને ફાજલ પાડી હૈમવ્યાકરણના પ્રકાશને સર્વદેશીય બનાવી સર્વ જનતા ઉપકૃત કરીછે. ઇતિ શમ્

**उपाध्याय क्षमाविजय गणी**
(पंजाबी).

---

૧ આ મહાપુરૂષનું સંપૂર્ણ જીવનચરિત્ર તથા તેમના ગ્રંથોનો વિસ્તૃત પરિચય ઉત્તરાર્ધ પ્રકાશિત થયે આપવાની અભિલાષા છે. આ કાર્યમાં સહાયભૂત થનારા સાધનોની માહિતી આપવા સાક્ષરવર્ગને પ્રાર્થના છે.

